# भूगोळ विद्यानां मूळ तत्त्वो.

ભાગ ૨.




કિંમત બે આના.

The Department of Public Instruction, Bombay.

# OUTLINES OF GEOGRAPHY.

## PART II.

BY

SIR T. C. HOPE, K. C. S. I., C. I. E.

LATE EDUCATIONAL INSPECTOR, N. D.

REVISED, CORRECTED AND ENLARGED

BY

RÂO SÂHEB MAHIPATRÂM RÛPRÂM NILKANTH, C. I. E.

LATE GUJARATHI TRANSLATOR, EDUCATIONAL DEPARTMENT.

FIFTEENTH INTERIM EDITION–15,000 COPIES.

*(Registered for Copy-right under the Government of India's Act XXV of 1867.)*

Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1906

( ALL RIGHTS RESERVED. )

*Price Two Annas.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણી ખાતું.

# ભૂગોળ વિદ્યાના મૂળ તત્ત્વો,

## ભાગ ૨.

રચનાર,

સર ટી. સી. હોપ,

માજી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર ઉત્તર ભાગ.

સુધારનાર

રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઈ. ઈ.

માજી ગુજરાતી ટ્રાન્સલેટર, એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટ.

પંધરમી વચગાળેની આવૃત્તિ—૧૫,૦૦૦ પ્રત.

આ પુસ્તકની માલિકી સન ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ મુજબ નોંધેલી છે

મુંબઈ.

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

ઇસ્વી સન ૧૯૦૬.

આ પુસ્તક સંબંધી સર્વે અધિકાર સરકારે સ્વાધીન રાખેલા છે.

કિંમત બે આના.

# સૂચના.

ભૂગોળ વિદ્યા શિખવાની પદ્ધતિ આ પુસ્તકના પહેલા ભાગમાં બતાવી છે તેજ આ બીજા ભાગને લાગુ પડે છે. આ ચોપડી પણ પહેલા ભાગની પેઠે ત્રણ પ્રકારના અક્ષરે છાપી છે. જે બાળબોધ લિપિમાં છે તે નિશાળિયાને ગોખવાનું છે. ગુજરાતી મોટા અક્ષરમાં છે તે અગત્યનું છે, પણ તેના શબ્દે શબ્દ મોઢે કરવાના નથી. તેનો ભાવાર્થ નિશાળિયાએ યાદ રાખવો; ગુજરાતી ઝીણા હરફમાં છે તે માત્ર શિક્ષકે પાઠ આપ્યાની પૂર્વે વાંચવું, અને તેમાંનો સાર નિશાળિયાના જ્ઞાનના પ્રમાણમાં થોડો કે વધારે શિખવવો. પહેલી વાર શિખવતી વેળા થોડો કહેવો, કેમકે તે વખત ગોખવાનું વધારે હોય ને જ્ઞાન ઓછું હોય; કેટલાક માસ પછી તેજ જ્યારે પાકું કરાવવાને ફરીથી ચલાવવામાં આવે ત્યારે એમાંનો વધારે સાર કહેવો. બધા પ્રાંતોની વસ્તીની સંખ્યા અને ક્ષેત્રફળ નાની ઉમરના ભણનારાને સાંભરવું કઠણ છે, માટે એ વગેરે ઝીણી બાબતો ઉપલા ધોરણને માટે રાખવી. મહેરબાન ચાટફીલ્ડ સાહેબ, ડૈરેકટર આવ્ પબ્લિક ઈન્સ્ટ્રકશનના ઇંગ્રેજી ગ્રંથ પરથી સુધારો વધારો કર્યો છે.

અમદાવાદ, આગસ્ટ ૧૮૭૫.

મહીપતરામ રૂપરામ નીલકંઠ,
ગુજરાતી ટ્રાન્સ્લેટર, એ. ડીપાર્ટમેંટ.

# अनुक्रमणिका.



# ભૂગોળ વિદ્યા ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું. એશિઆ.



## પ્રકરણ ૨ જું. ભરતખંડનું સ્વરૂપ.



## પ્રકરણ ૩ જું. ભરતખંડના રાજ્ય વિભાગ.

## પ્રકરણ ૪ થું. યુરોપ ખંડ.

પૃષ્ઠ.

## પ્રકરણ ૫ મું. આફ્રિકા ખંડ.



## પ્રકરણ ૬ ઠું. અમેરિકા ખંડ.

### ઉત્તર અમેરિકા.



### દક્ષિણ અમેરિકા.

## પ્રકરણ ૭ મું. ઓશિઆનિઆ.

# भूगोळ विद्या.

## भाग २ जो.

## प्रकरण १ लुं.

### एशिआ.

એશિઆની સીમા–ઉત્તરે ઉત્તર મહાસાગર; પશ્ચિમે યૂરલ પર્વત, યૂરલ નદી, કાસ્પીઅન સમુદ્ર, કાકેસસ પર્વત, કાળો સમુદ્ર, મારમોરા સમુદ્ર, આર્ચીપેલેગો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, સુવેજની નહેર, અને રાતો સમુદ્ર; દક્ષિણે હિંદી મહાસાગર; અને પૂર્વે પાસિફિક મહાસાગર છે.

વસ્તી અને વિસ્તારમાં ચારે ખંડોમાં સર્વથી મોટો એશિઆ છે. એશિઆ અને યૂરપ એકઠા છે. પહેલાં એશિઆ આફ્રિકા જોડે સુવેજની સંયોગીભૂમિથી જોડાયલો હતો. હમણા એ સંયોગીભૂમિને ખોદીને નહેર કરી છે તેથી રાતો સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર જોડાઈ ગયલા છે. સન ૧૮૬૯ માં વહાણોને જવા આવવાને માટે એ નહેર તૈયાર થઈ. અમેરિકા અને એશિઆની વચ્ચે બેહેરિંગની સામુદ્રધુની છે. એશિઆના દેશો નીચે પ્રમાણે :—

| | |
|---|---|
| १. बलुचिस्तान. | ७. एशिआइ रुशिआ. |
| २. अफगानिस्तान. | ८. जापान. |
| ३. इरान. | ९. चीनाइ राज्य. |
| ४. अरबस्तान. | १०. हिंदी चीन. |
| ५. एशिआइ तुर्कस्तान. | ११. सिंहलद्वीप के लंका. |
| ६. तार्तरी. | १२. भरतखंड के हिंद. |

એશિઆના મુખ્ય સમુદ્રો:—

૧. અરબસ્તાન અને આફ્રિકાની વચ્ચે रातो समुद्र.

૨. હિંદુસ્તાન અને અરબસ્તાનની વચ્ચે अरबी समुद्र.

૩. હિંદુસ્તાન અને હિંદી ચીનની વચ્ચે बंगाळनो समुद्र.

૪. ચીનની દક્ષિણે चीनाई समुद्र.

૫. ચીન અને કોરીઆની વચ્ચે पीळो समुद्र.

૬. કોરીઆ, ચીનાઈ તાર્ત્તરી, અને જાપાનની વચ્ચે जापानी समुद्र.

૭. સૈબીરિઆ અને કામસ્કાટ્કાની વચ્ચે ओकोटस्कनो समुद्र.

૮. કામસ્કાટકા અને અમેરિકાની વચ્ચે बेहेरिंगनो समुद्र.

નાના સમુદ્ર, ઉપસાગર, અખાત, અને સામુદ્રધુની જે દેશમાં છે તે દેશને લગત જણાવવામાં આવશે.

## ( १ ) बलूचिस्तान.

મુખ્ય શહેરો.—खिलात, गंडावा અને क्वेटा.

બલૂચિસ્તાન સિંધની પશ્ચિમે છે. એ પહાડી મુલક છે. એની અને સિંધની વચ્ચે હાલા પર્વત છે. મુસલમાની ધર્મ પાળનારી અનેક જાતો એમાં વસે છે. તે લોકનો રાજ્ય વહિવટ તેમના સરદારો કરે છે. એ સરદારોમાં ખિલાતનો સરદાર મોટો છે. ખિલાત શહેર સરહદ ઉપર છે. એમાં ખાન ઉનાળામાં રહે છે. ગંડાવા સિંધુની ખીણમાં છે. એમાં ખાન શિયાળામાં રહે છે. કવેટા ઇંગ્રેજી બલૂચિસ્તાનની રાજધાની બોલન ઘાટને મથાળે છે. બલૂચી લોક વગડાઉ હોવાથી ખેતીની દરકાર રાખતા નથી. તેઓ ઘેટાં અને ઢોર ઘણાં રાખે છે. બોલન ઘાટને માર્ગે તેઓ હિંદુસ્તાનમાં ચામડાં, ઊન ઈત્યાદિ વેચવા આવેછે. અને તેના બદલામાં કેટલોક કાચો *માલ લઇ જાયછે.

## ( २ ) अफगानिस्तान.

એ દેશ બલૂચિસ્તાનની ઉત્તરે અને પંજાબની વાયવ્ય

* જેના ઉપર કારીગરી લગાડેલી નહિ તે; ખેતરમાંથી કે ઝાડ પરથી ઉતારેલો તે.

કોણુમાં છે. અફ્ગાનિસ્તાન અને પંજાબની વચ્ચે સુલેમાન પર્વતો આવેલા છે.

**મુખ્ય પર્વત**—सुलेमान અને हिंदुकुश છે. **મુખ્ય નદી** काबुल છે.

**મુખ્ય શહેરો**—काबुल, गिजनी, कंदहार ને हेरात.

મુસલમાની ધર્મ પાળનારી ઘણી જાતો એમાં વસે છે. તેઓમાં ઘણાખરાની ભાષા પુખતુ કે પષતૂ છે. એમાં કેટલાક રસાળ પ્રદેશ છે. પરંતુ ઘણાખરા ભાગમાં પહાડ અને જંગલો છે. ઉત્તરે હિંદુકુશની ભણી દેશ ઊંચો છે. હિંદુકુશની લંબાઈ ૭૦૦ મૈલ છે. પર્વતની એક તરફ અફ્ગાનિસ્તાન અને કાશ્મીર તથા બીજી તરફ તાર્ત્તરી છે. અહિંના રાજાને અમીર કહે છે અને તેની રાજધાની કાબુલ નદીને કાંઠે કાબુલ શહેર છે. એ નદી સિંધુ નદીને મળે છે. ગિજની અને કંદહાર કોટબંધ પ્રખ્યાત શહેર છે. ઉત્તરમાં બલ્ખ શહેરનું ખંડેર છે તેમાં આગળ વેપાર ઠીક ચાલતો; અફ્ગાનિસ્તાનની પશ્ચિમે હેરાત શહેર અને સેઇસ્તાન પ્રાંત છે. એ શહેર અને એ પ્રાંતને માટે ઇરાનના શાહ અને અફ્ગાનના અમીરોને લડાઈ ચાલી હતી. ખૈબર ઘાટની વાટે અફ્ગાન લોક પંજાબ જોડે મોટો વેપાર ચલાવે છે. તુર્કસ્તાન તથા ઇરાન જોડે તેઓ વેપાર કરે છે, ઘોડા અને સૂકો મેવો, હીંગ, દ્રાક્ષ વગેરે આપી તેને બદલે કાપડ તથા બીજો માલ લે છે.

## ( ३ ) इरान.

બલૂચિસ્તાન અને અફ્ગાનિસ્તાનની પશ્ચિમે ઇરાન નામે ત્રીજો મુસલમાની ધર્મ પાળનારો દેશ છે. ઇરાનની ઉત્તરે ઊંચા પર્વતો નામે કુર્દિશ તથા કાસ્પીઅન સમુદ્રને કાંઠે એલ્બર્ઝ પર્વતો છે. દક્ષિણે ઇરાની અખાત એને અરબસ્તાનથી જુદો પાડે છે.

**મુખ્ય શહેરો**—तेहरान, इस्पहान, शिराज, तब्रीज यज्द, अस्तराबाद, मशद, बुशीर.

**મુખ્ય બેટ**—कारक, किश्म, ओर्मज.

એ દેશમાં પશ્ચિમ તરફનો ઘણોક મુલક તથા કાસ્પીઅન સમુદ્રને કિનારે આવેલી કેટલીક જમીન રસાળ છે. પરંતુ બાકીના મુલકનાં રણ છે. એના રાજાને શાહ કહે છે અને તેની રાજધાની તેહરાન છે ઇસ્પહાન એ આગલા વખતમાં રાજધાનીનું શહેર હતુ અને તેની પૂર્વે શિરાજ છે. તેમાં પ્રથમ રાજગાદી હતી. સાદી અને હાફીજ નામે પ્રખ્યાત કવિ એ છેલ્લા શહેરમાં જન્મ્યા હતા. હાલ એ શહેરનો દારૂ વખણાય છે. યજ્દ કરીને મોટું નગર છે તેમા જરતોસ્તી ધર્મ પાળનારા પારસીઓ હજી વસે છે ઘણા પારસીઓ હિંદુસ્તાનમાં આવીને રહેલા છે. ઉત્તરમાં તબ્રીજ કસ્બો છે તે રૂશિઆ અને તુર્કસ્તાન જોડે વેપાર ચલાવે છે. અસ્તરાબાદ અને કાસ્પીઅન સમુદ્રના કાંઠા પરનાં બીજાં શહેરો રૂશિઆ જોડે વેપાર કરે છે. પૂર્વમાં મશદ નગર છે તે તાર્તરી અને હેરાત જોડે વેપાર કરે છે ઇરાની અખાત પર બુશીર બંદર છે તેનો વેપાર હિંદુસ્તાન જોડે છે. એ અખાતમાં ત્રણ પ્રખ્યાત બેટ છે તેમાંનો કરક ઇરાનના તાબામાં છે. તેની આસપાસથી મોતી નીકળે છે. કિશ્મ અને ઓર્મજ એ મસ્કાતના ઇમામને તાબે છે. પહેલાં ઓર્મજ બેટ પોર્ટુગીઝ લોકના કબજામાં હતો ત્યારે તેમાં કિલ્લા કોટ હતા અને વેપાર પણ મસ હતો. ઇરાનના ઘોડા અને કૂતરા વખણાય છે. એ દેશમાંથી પરમુલક ખાતે મેવો, રેશમી, સૂતરાઉ, અને ઊનના ગાલીચા, શેતરંજી, ચામડાનો બનાવેલો સામાન, ઘરેણાં, અત્તર, કેશર, તલવાર, કટાર વગેરે હથિયાર, કાચ બરણીઓ, ઘણીક ઉપયોગી ધાતુઓ, સુંદર આરસ, પેરોજ વગેરે માલ પર બંદર ખાતે ચઢે છે એના બદલામાં ગળી, ખાંડ, હીરા, માણેક વગેરે રત્ન, વિલાયતી કાપડ તથા બીજો માલ હિંદુસ્તાનમાંથી જાય છે.

## ( ૪ ) अरबस्तान.

**ઇરાનની પશ્ચિમે એ મોટો દ્વીપકલ્પ છે. એની અને આફ્રિકાની વચ્ચે લાલ સમુદ્ર છે. બાબલમાંડબની સામુદ્રધુની વડે લાલ સમુદ્ર હિંદી મહાસાગર જોડે જોડાયલો છે.**

**દ્વીપ—बहरैन बेट.**

**ભૂશિર—અગ્નિ કોણમાં रास अलहद.**

## મુખ્ય શહેરો—મક્કા, મદીના, મોખા, મસ્કત અને જેડો.

ઈરાનને લગતા દ્વીપો કહ્યા તે સિવાય ઈરાની અખાતમાં અરબસ્તાનને લગતો બહરૈન બેટ છે. મોતી ઉત્પન્ન કરનારા કાલુ નામે છીપવાળા જીવ એની આસપાસ દરિયામાં વસે છે તેને માટે એ વિખ્યાત છે. અરબસ્તાનની દક્ષિણે સૌકોટ્રા નામે મોટો બેટ છે. પશ્ચિમે અને દક્ષિણ કાંઠા તરફ ફેલાયલા પહાડો એ દેશમાં છે. એ પર્વતોના ઢાળ રસાળ છે એની માંહિલી તરફનો દેશ ઘણું કરીને ઉજડ છે. એ ઉજડ ભાગમાં કોઈ કોઈ ઠેકાણે લીલોતરીવાળી જગ્યા છે, અને ત્યાં મીઠા પાણીના કૂવા છે. એના સઘળા પશ્ચિમ કાંઠા ઉપર ઈસ્તાંબુલનો સુલતાન દાવો રાખે છે. એમાં હિડજાજ અને યમન વગેરે પ્રાંતો છે. એ ભાગમાં કેટલાંક પ્રખ્યાત સ્થળો છે. હિડજાજની રાજધાની મક્કામાં હજરત મહમદનો જન્મ થયો હતો. મુસલમાન લોકમાં એ શહેર સર્વથી પ્રખ્યાત છે. રાતા સમુદ્રમાં જેડ્ડા નામે બંદર છે. ત્યાંથી મક્કા જવાય છે. મક્કાની ઉત્તરે મદીના છે. તેમાં પેગંબરની કબર છે. યમનમાં મોખા બંદર છે તેમાં કિલ્લા કોટ છે. અહિંનાં બૂન સર્વથી સારાં છે, અને તેનો વેપાર ઘણો ચાલે છે. યમનની પછી હદ્રમૌંત પ્રાંત છે. તેમાંનો મુખ્ય એડન કસ્બો ઈંગ્રેજનો છે. હદ્રમૌંતની પછી ઓમાન પ્રાંત છે. તેની રાજધાની મસ્કત છે. અહીંના હાકેમને ઇમામ કહેછે મસ્કત એ બંદર છે અને તેને કિલ્લા કોટ છે એ ઇમામનો અમલ આખા ઓમાન પ્રાંત ઉપર ચાલે છે. ઈરાનના કાંઠાપર પણ એના તાબાંનું એક સંસ્થાન છે. મધ્ય ભાગમાં જાણવા લાયક માત્ર એક બીજો પ્રાંત છે. તેને નજ્દ કહે છે. એ ઉંચો પ્રદેશ છે, તેમાં પુષ્કળ પાણી છે, અને ત્યાંની ભૂમિ રસાળ છે. રિયાદ એની રાજધાની છે. રિયાદનો હાકેમ ઘોડા ઉછેરવામાં નામીચો છે. દેશે દેશમાં અરબસ્તાનના ઘોડા નામાંકિત છે. ત્યાંનાં ઊંટ અને સાંઢણીઓ પણ પ્રખ્યાત છે દેશની વસ્તી વગડાઉ અને વિકરાળ છે બદાવીન નામે ઘણી ભટકનારી ટોળીઓ છે, તેઓ સ્વતંત્ર છે. તેમના સરદારને શેખ કહે છે વેપારીઓના કાફલાને એ ભટકતી ટોળીઓ લૂટે છે. અરબસ્તાનમાંથી મુખ્યત્વે ઘોડા, અનેક જાતના ગુંદર અને બૂન દાણા પરમુલક ચડે છે.

## ( ૯ ) तुर्कस्तान ( एशिआनु ).

ઇસ્તામ્બુલ કે કુન્સ્ટાન્ટિનોપલના સુલતાનને તાબે અરબસ્તાનનો કેટલોક ભાગ છે. તે ઉપરાંત અરબસ્તાનની ઉત્તરે આવેલો દેશ પણ તેના કબજામાં છે. એને એશિઆઈ તુર્કસ્તાન કહે છે. એમાં ચાર પ્રાંત છે.

૧ एशिआ मैनर ( लघु एशिआ ) મુખ્ય શહેર સ્મર્ના છે. એ પ્રાંત વાયવ્ય ખુણામાં છે. એમાં ઘણા પર્વત છે. એ કાળા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે છે. મુખ્ય શહેર સ્મર્ના છે. એ આખા દેશની રાજધાની છે અને યૂરપના વેપારનું મથક છે. એ પ્રાંતમાં રેશમ, રૂ, અને ઊનનાં કારખાનાં છે. એમાં અંગોરા નામે બકરાં થાય છે તેના વાળ શાલ બનાવવાના કામમાં ઘણા સારા છે. એમાંથી પરદેશ ખાતે અફીણ, અનાજ, મદિરા, અને મેવો જાય છે. લોહચુંબક, ત્રાંબું, વગેરે ખનિજોને માટે એ પ્રાંત પ્રખ્યાત છે.

એશિઆ મૈનરના કાંઠાપર ઘણાક બેટ છે તેમાંના કેટલાંકનાં નામ लिस्वान, सामोस, कोस, પશ્ચિમ કાંઠે रोड्स અને દક્ષિણ કાંઠે सैप्रस આ સૈપ્રસ બેટ ઇંગ્રેજ સરકારને તાબે છે.

૨ सीरिआ. એ એશિઆ મૈનરની દક્ષિણે છે. સીરિઆના પશ્ચિમ ભાગમાં लिब्रनान પર્વત છે. એક છેડે એશિઆ મૈનારનો तारस પર્વત છે, અને બીજે છેડે અરબસ્તાન છે. સીરિઆના પુર્વ ભાગમાં તમામ રણ છે.

સીરિઆની રાજધાની दमुस्क ( દમાસ્કસ ) છે. अलेप्पो, અને जेरुसलेम બીજાં શહેર છે.

દુનિયામાં સર્વથી જુનું શહેર દમુસ્કને ગણે છે. એમાં વેપાર પણ ઠીક ચાલે છે. ઉત્તરમાં અલેપ્પો ( હલેપ ) નગર છે તેમાં પણ ઘણો વેપાર છે. પ્રાચીન કાળમાં ભરતખંડ, ઇરાન, અને અરબસ્તાનનો માલ યૂરપમાં જળ માર્ગે ન જતાં સ્થળ માર્ગે જતો હતો. તેની વાટ સીરિઆમાં હતી તેથી ત્યાં બીજાં ઘણાં મોટાં શહેરો હતાં. સીરિ-

આના દક્ષિણ ભાગને પાલેસ્તૈન કહે છે. પ્રથમ એમાં યહુદી લોકો વસતા. હાલમાં તો એ લોક આખી પૃથ્વી પર વિખરાઈ ગયલા છે. પાલેસ્તૈનમાં હજરત ઈસુખ્રિસ્તનો અવતાર થયો હતો. પાલેસ્તૈનની રાજધાની પહેલાં જેરૂસલમ હતું. એ પ્રાંતની જાર્દન નદી ઈતિહાસમાં મશહૂર છે. એ નદી મૃત સરોવરને મળે છે. એ ખારૂં સરોવર છે. એના પાણીને બહાર નીકળી જવાનો માર્ગ નથી. એ સરોવરમાં માછલાં જીવતાં નથી તથા કાંઠે ઝાડ પણ ઊગતાં નથી. રેશમ, સૂતર અને ઊનના વણાટને માટે સીરિઆ પ્રખ્યાત છે. સાબુ, વાદળી, તમાકુ, અનાજ, મેવો અને પરવાળાં સીરિઆમાંથી બીજા દેશોમાં જાય છે. સીડન અને ટાયર નામે પ્રાચીન કાળમાં મોટાં વેપાર કરનારાં શહેર હતાં. તેમાં પ્રથમ કાચ બન્યો એવુ કહેવાય છે. એ બંદરના વહાણો જૂના વખતમાં મોટી સફર કરતાં.

૩. ત્રીજા પ્રાંતમાં अलजजीरा, इराक अरबी અને तुर्की कुर्दीस्तान છે. **મુખ્ય નદીઓ**—तिग्रिस, युफ्रतिस **મુખ્ય નગરો** बगदाद અને बस्रा.

સીરિઆના રણુની અને ઈરાનની વચ્ચે એ પ્રાંત* આવેલો છે. તિગ્રિસ અને યુફ્રતિસ એ બે મોટી નદીઓનો બધો પ્રદેશ આ પ્રાંતમાં છે. તારસ પર્વતમાંથી નીકળી ઈરાની અખાત ભણી વહેતાં એ નદીઓનો સંગમ થાય છે. એ નદીઓને લીધે એ પ્રાંતની ઘણી ખરી ભૂમિ રસાળ અને પાણીથી ભરપૂર છે. તિગ્રિસ નદી ઉપર બગદાદ શહેર છે તે આ પ્રાંતની રાજધાની છે. મુસલમાન ધર્મના ખલિફા એટલે મુખ્ય ધર્મ ગુરૂની રાજ્ય ગાદી આગળ એમાં હતી, વેપારને માટે પણ એ પ્રખ્યાત હતું. યુફ્રતિસ નદીને કાંઠે બસ્રા બંદર છે તે હાલ ઈરાન અને હિંદુસ્તાન જોડેના વેપારની મુખ્ય જગ્યા છે. પ્રાચીન કાળમાં એક મોટા રાજ્યની રાજધાની બાબિલન શહેર હતું. એ શહેર પણ આજ ભાગમાં હતું. ઈ. સ. પૂર્વે ૩૨૩ માં પ્રસિદ્ધ સિકંદર નામે મોટા વિજયી રાજાધિરાજનું મરણ બાબિલનમાં થયું હતું. બાબિલનની ઉત્તરે વધારે જૂની રાજધાની નીનેવે નામે શહેર હતું.

* પૂર્વે એ પ્રાંતને મેસાપોતામિયા અથવા નદીઓ વચ્ચેનો પ્રદેશ કહેતા

ખેતી, ૩ અને રેશમનો વણાટ અને તાંબાના ઘાટ કરવા એ લોકનો મુખ્ય ઉદ્યમ છે.

૪. आर्मीनिआ એ પહાડી મુલક રૂશિઆના પાદશાહે तुर्की સુલતાન કનેથી જીતી લીધો છે. એમાં કેટલીક ઊંચી ખાણો છે. એશિઆઈ तुर्कस्तानની ઈશાન કોણમાં અને રૂશિઆના મુલકની અગ્નિ કોણમાં એ છે. अर्जरूम મુખ્ય શહેર છે. એ પણ વેપારને માટે જણાયલું છે. કાળા સમુદ્રને કાંઠે त्रेबिझांड નામે મોટું બંદર છે. સૂતરાઉ લૂગડાં પર રાતો રંગ એ દેશમાં સરસ ચઢાવે છે. બીજા પ્રાંતોની પેઠે એની જમીનમાં પણ ઉપયોગી ધાતુઓ છે. આર્મીનિઆની દક્ષિણે वान નામે મોટું સરોવર છે.

## ( ૬ ) तार्त्तरी.

तातार એટલે तुर्क લોકના અસલ મુલકને तार्त्तरी કહે છે. એનું બીજું નામ तुर्कस्तान છે. જીંઘીસખાન અને તૈમુર, જેવા કેટલાક વિજયી પુરૂષો એ દેશનાં હતા. तार्त्तरी ખરૂં જોતા કાસ્પીઅન સમુદ્રથી તે ચીન સુધી અને દક્ષિણમાં હિંદુકુશ અને કુવેનલૂન પર્વતથી ઉત્તરમાં સૈબીરિઆ સુધી છે. વાયવ્ય ખૂણામાં तार्त्तरीનું મોટું મેદાન છે. પૃથ્વી ઉપર મોટામાં મોટું સરોવર कास्पीअन સમુદ્ર નામે છે તે એમાં છે. તે સિવાય आरल, बलकास, તથા બીજાં સરોવરો ઘણાં છે. આ મેદાનમાં ઘણેખરે ઠેકાણે રેતીનાં રણ છે. માત્ર आमू ( आक्सस ) ને सिरदर्या ( सिहून ) એ બે નદીઓને કાંઠે લીલોતરી ઊગે છે. એ નદીઓ આરલ સમુદ્રને મળે છે. तार्त्तरीનો દક્ષિણ અને પૂર્વ ભાગ બધો પહાડી છે. હિંદુકુશમાંથી बेलूरताग અને थिआनशान ના મોટા પર્વતોનો આરંભ થાય છે, અને તેઓ આલતાઈ પર્વત સુધી ચાલ્યા જાય છે.

**તાર્ત્તરીના ચાર વિભાગ કરી શકાય. ૧. રુશિઆઈ તાર્ત્તરી, ( રૂશિઆ જુઓ ), ૨. પશ્ચિમ તાર્ત્તરી, ૩. પૂર્વ તાર્ત્તરી, ૪. ચીનાઈ, તાર્ત્તરી, ( ચીન જુઓ. )**

**પશ્ચિમ તાર્ત્તરી—મુખ્ય શહેરો બોખારા, ખીવા અને ખોકંદ.**

અસલ જેને સ્વતંત્ર તાર્ત્તરી કહેતા તેનો એક ભાગ પશ્ચિમ તાર્ત્તરી છે. તે રૂશિઆની સત્તા નીચે છે. લડાઈઓમાં ઘણા ખરા તાતાર સરદારોને હરાવી રૂશિઆએ તેમનો પુષ્કળ મુલક લઈ લીધો છે. હાલમાં મુખ્ય સરદાર બોખારાનો ખાન છે. બોખારા શહેર મુસલમાની વિદ્યાને માટે પ્રખ્યાત છે. ખીવા અને ખોકંડ નામે પશ્ચિમ તાર્ત્તરીમાં બીજાં બે મોટાં શહેર છે. એ દરેક શહેર રૂશિઆના બાદશાહને તાબે છે. એમાં ખાન નામે સરદાર અમલ કરે છે. ખીવા વેપારને માટે પ્રખ્યાત છે. ખોકંદ એ મહાન બાબર નામે દિલ્લીના પાદશાહનો મુલક હતો. બોખારાની દક્ષિણે મર્વનાં ખંડેરો છે. એ શહેર પહેલાં ઈરાની શાહની રાજ્ય ગાદી હતી.

**પૂર્વ તાર્ત્તરી—મુખ્ય શહેરો—કાશગર, યારકંદ, અને ખોતાન. મુખ્ય નદી—યારકંદ.**

પહેલાં પૂર્વ તાર્ત્તરી ચીનાઈ તાર્ત્તરીનો ભાગ હતું. પરંતુ હાલમાં મુસલમાન હાકેમના તાબા હેઠળ એ સ્વતંત્ર છે. એ મુલક બેલૂરતાગ નામે પર્વતો વડે પશ્ચિમ તાર્ત્તરીથી અને થિઆનશાન પર્વત વડે રૂશિઆના તાર્ત્તરીથી જુદો પડેલો છે. પૂર્વે ગોબીનું રણ ચીનાઈ રાજ્યથી એને જુદો પાડે છે. યાકૂબ બેગની રાજધાની કાશગર છે. યારકંદ અને ખોતાન નામે બીજાં મોટાં શહેર એમાં છે. યારકંદ નામે એકજ નદી એમાં છે, તે પૂર્વ તરફ રણ માંહેલા સરોવરમાં વહે છે. કાશ્મીરને રસ્તે હિંદુકુશ અને કારાકોરમ પર્વત ઉપર થઈ હિંદુસ્તાન જોડે એ મુલકનો વેપાર ચાલે છે.

## ( ૭ ) એશિઆઈ રુશિઆ.

**એશિઆઈ રૂશિઆમાં ત્રણ દેશ છે. ૧. કાકેસસ પર્વતની દક્ષિણનો મુલક, ૨. સૈબીરિઆ, ૩. તાર્ત્તરીનો ઉત્તર ભાગ.**

કાકેસસ પર્વતની દક્ષિણનો મુલક યૂરપ અને એશિઆને જુદા પાડે છે. એની રાજધાની તિફ્‌લિસ વેપારને માટે પ્રખ્યાત છે. એરિવાન નામે બીજુ શહેર એમાં છે. ૭૦ વર્ષ ઉપર ઈરાન પાસેથી રૂશિઆએ આ મુલક લઇ લીધો હતો.

એશિઆનો સકળ ઉત્તર ભાગ સૈબીરિઆ છે. યૂરલ પર્વત અને યૂરલ નદી યૂરપથી અને આલતાઈ પર્વત અને આમૂર* નદી ચીનાઈ રાજ્યથી એને જુદો પાડે છે. સોનું, રૂપું વગેરે ધાતુઓ આલતાઈ અને યૂરલ પર્વતમાંથી જડે છે. આમૂર સિવાય પૂર્વમાં ઓબી, યેનેસી અને લીના નદીઓ છે. તેઓ આલતાઈ પર્વતમાંની ઉત્પન્ન થઈ ઉત્તર મહાસાગરને મળે છે. ઓબીનો અખાત ઉત્તર મહાસાગરની અને અનાદીરનો અખાત પાસિફિક મહાસાગરની શાખા છે. સૈબી-રિઆના ઉત્તર અને પૂર્વ કાંઠાની આસપાસ ઘણા દ્વીપ છે તેમાં મુખ્ય સગેલિઅન છે. સૈબીરિઆ અને સગેલિઅનની વચ્ચે તાર્ત્તરીનો અખાત છે તેથી જાપાની સમુદ્ર અને ઓકોટસ્કનો સમુદ્ર એ બેની વચ્ચે કામસ્કાટકાનો દ્વીપકલ્પ છે. કામસ્કાટકાના દક્ષિણ બિંદુને લોપા-ટકા ભૂશિર કહે છે અને સૈબીરિઆના ઈશાન બિંદુને પૂર્વ ભૂશિર કહે છે.

**મુખ્ય શહેરો**—तोबोल्स्क અને इर्कुत्स्क.

**મુખ્ય સરોવર**—बेकल.

પશ્ચિમ અને પૂર્વ એવા સૈબીરિઆના બે ભાગ કરેલા છે તેમાં પશ્ચિમ ભાગની રાજધાની તોબાલ્સ્ક છે અને પૂર્વની ઇર્કુત્સ્ક છે. બન્ને ભાગમાં શિયાળો બહુ લાંબો અને સખ્ત છે પશ્ચિમ ભાગમાં તો મોટાં મોટાં ખારા પાણીનાં રણ છે પૂર્વ ભાગ પહાડી છે. તથાપિ દક્ષિણમાં રસાળ ખીણો છે. એણી તરફ બેકલ નામે મીઠાં પાણીનું સરોવર છે તેના જેવું મોટું આખી દુનિયામાં એકે નથી.

**रुशिआनुं तार्त्तरी—મુખ્ય શહેરો**—ताश्कंद, समरकंद અને मर्व.—

---

* આમૂર નદીનો અગ્નિ કોણ તરફનો કાંઠો ચીન પાસેથી રૂશિઆએ હાલમાં જીતી લીધો છે.

સિરદર્યા નદીને કાંઠે કાંઠે આવેલો મુલક ત્યાંના ખાનો પાસેથી રૂશિઆએ જીતી લીધો છે તેને રૂશિઆનું તાર્તરી કહે છે. એમાં સૌથી મોટું શહેર તાસ્કંદ છે. પરંતુ સૌથી વધારે પ્રખ્યાત સમરકંદ છે. એ છેલ્લું શહેર બોખારાની પાસે દક્ષિણમાં છે. એ તૈમુરની રાજધાની હતી અને એમાં તેની કબર છે.

## ( ૮ ) जापान.

ચાર મોટા અને બીજા ઘણા નાના દ્વીપો મળીને જાપાન દેશ થયલો છે. એ બેટની અને તેની પાસેના એશિઆના મુલકની વચ્ચે જાપાની સમુદ્ર છે. निफोन અને यसो એ સર્વેથી મોટા બેટ છે.

નિફોનમાં यदो અથવા टोकियो શહેર છે તે હાલ રાજધાની છે. અને नागासाकी મુખ્ય બંદર છે.

રાજ્ય કરનાર પાદશાહને મેકાદો ( પૂજ્ય ) કહે છે. હિંદુસ્તાન અને ચીન સિવાય એશિઆના બધા દેશો કરતાં એમાં વસ્તી વધારે છે. લોકો બુદ્ધિવાન છે તથા વિદ્યા હુંનરમાં પ્રવીણ છે. તલવાર, ચીનાઇ વાસણ તથા લખોટેલાં વાસણ સારાં બનાવે છે. દેશની ભૂમિ રસાળ છે. અને એમાં સોનું, રૂપું, તાંબુ, અને કોયલા મસ નીકળે એવી ખાણો છે.

## ( ९ ) चीनाई राज्य.

વિસ્તારમાં ચીનનું રાજ્ય દુનિયામાં ત્રીજે નંબરે છે. પહેલે નંબરે ઇંગ્લાંડનું રાજ્ય, અને બીજે નંબરે રૂશિઆનુ છે. વસ્તીમાં ચીન સર્વથી ચઢીઆતું છે. એ રાજ્યમાં લગભગ ૪૮ કરોડ માણસની વસ્તી છે.

ચીનાઈ રાજ્યના પેટામાં शुद्ध चीन देश, चीनाई तार्त्तरी ( મોંગોલિઆ સહિત ) અને तिबेट. શુદ્ધ ચીન અને તિબેટની વચ્ચે यूनलिंग નામે ઊંચો પર્વત છે. पेइहो, होआंगहो, यांगसेक्यांग અને कंतान નામે મોટી નદીઓ એ પર્વતોમાંથી વહે છે. ચીનના રસાળ પ્રદેશમાં થઇને તેઓ પાસિફિક મહાસાગરને મળે છે.

**મુખ્ય બેટ**—હેનાન અને ફારમોસા, હોંગકોંગ અને ચુસન, ફારમોસા પીળા અને ચીનાઇ સમુદ્રની વચ્ચે છે. તેની અને ચીનની વચ્ચે ફારમોસાની સામુદ્રધુની છે.

**મુખ્ય શહેર**—પેકિન રાજધાનીમાં પાદશાહ રહે છે. બીજું મોટું શહેર—નાનકિન યાંગસેકયાંગ નદીને કાંઠે છે એમાં હુનરનાં કારખાનાં ઘણાં છે. નાનકિનની પાસે શાંગહાય અને દક્ષિણમાં કંતાન એ બે મુખ્ય બંદર છે. પૂર્વ કિનારાના ટાપુપર એમોય છે.

ચા, ખાંડ, રેશમ, સુતરાઉ કાપડ, રમકડાં, મખમલ, સાટિન, ચીનાઈ વાસણ વગેરે પરદેશ ખાતે જાય છે. ભરત ખંડનું અફીણ ચીનમાં બહુ ખપે છે કંતાન નદીના મુખ આગળ હોંગકોંગ બેટ છે તે ઈંગ્રેજને તાબે છે. મકાઉ બેટ પોર્તુગીઝ લોકના હાથમા છે. ચીની લોક હોશિયાર અને ઉદ્યોગી છે. એમણે દેશમાં ઘણી નહેરો કરી છે. ખેતીનું કામ પણ અહિં સારૂં ચાલે છે. દુનિયાના લોકને ચાનો છોડ તેમના વડે જાણવામાં આવ્યો. ચીની ચલાણાં, રકાબી વગેરે વાસણો તથા રેશમી માલ બનાવવામાં ચીની લોકના જેવા કોઈ નથી. તેમના દેશમાં મૂલ્યવાન ખનિજો હોવાથી બીજા હુંનરોમાં પણ તેઓ સરસ છે. બંદૂકના દારૂની બનાવટની, છાપવાની, કળાની તથા હોકાયંત્રની શોધ તેમણે કરી એવું કહેવાય છે.

**ચીનાઈ તાર્ત્તરી** ( મોંગોલિઆસુદ્ધાં )—એ ચીન અને તિબેટની ઉત્તરે છે. એમાં મુખ્ય પર્વત કુવેનલૂન છે ને મુખ્ય નદી આમૂર છે; વળી એમાં ગોબી નામે મોટું રણ, કોરિઆ દ્વીપકલ્પ, અને કોરિઆ સામુદ્રધુની છે.

સેંકડો વર્ષ ઉપર ચીની લોકો ચીન અને ચીનાઇ તાર્ત્તરીની વચ્ચે મોટો કોટ મુગલોને લૂંટવા આવતા અટકાવવાને બાંધ્યો હતો તે હજી છે. ચીનાઈ તાર્ત્તરી અને તિબેટની વચ્ચે કુવેનલૂન પર્વતો છે. ચીનાઈ તાર્ત્તરીના પેટામાં (૧) કોરિઆનો* દ્વીપકલ્પ છે. જાપાની

---

* કોરિઆ વિષે ઝાઝું જાણવામાં આવ્યું નથી, પરંતુ એમ માનવામાં આવે છે કે જે સરદારો એમાં રાજ્ય કરે છે તેઓ ચીનને તાબે ન હોતા સ્વતંત્ર છે.

સમુદ્ર અને પીળા સમુદ્રની વચ્ચે એ દ્વીપકલ્પ છે. એની અને જાપાનની વચ્ચે કોરિઆની સામુદ્રધુની છે (૨) ઉત્તરે અને પશ્ચિમે ઊંચો પહાડી પ્રદેશ છે. એમાં ઝાડોથી ભરેલાં વન ઘણાં છે. કોઈ કોઈ જગ્યાએ રસાળ ભૂમિ પણ છે. (૩) મધ્યે અને નૈર્ઋત્ય ખૂણામાં ગોબીનું રણ છે. કાશગર આગળ યાકૂબ બેગના મુલક સુધી એ રણની હદ ગયલી છે. ચીનાઈ તાર્ત્તરીની મુખ્ય નદીઓમાં ઉત્તરમાં આમૂર નદી તથા દક્ષિણમાં ચીનની નદીઓના ઉપલાણનો ભાગ છે. કાંઠા તરફ લોક ધાતુની ખાણો ખોદે છે, તથા માછલાં પકડવાનો ધંધો કરે છે; ઉત્તરમાં જમીન ખેડે છે, તથા સૂતર, રેશમ, વગેરેનાં કારખાનાં ચલાવે છે. બીજે ઠેકાણે લોકો તંબુમાં રહે છે, પોતાનાં બકરાં, ઢોર, અને ઊંટ ઉપર નિર્વાહ કરે છે, અને ઘોડે બેશી અહીં તહીં ભટકે છે. વેપારીઓની વણજારો ચા અને હીર લઇને એ દેશમાં થઈ સૈબીરિઆના કિઆપ્ત શહેરમાં જાય છે એ માલને સાટે તેઓ પશમી ચામડાં, અને અનેક જાતના ગુંદર લાવે છે.

**સ્વતંત્ર તિબેટ અને ચીનાઈ તિબેટ** એવા પહેલાં તિબેટના બે ભાગ હતા. હમણાં સ્વતંત્ર તિબેટ કાશ્મીરના રાજ્યમાં છે. ( કાશ્મીરનું વર્ણન જુઓ ) ચિનાઇ તિબેટ અને તાર્ત્તરીની વચ્ચે કુવેનલૂન પર્વત છે અને તિબેટ અને કાશ્મીરની વચ્ચે કારાકોરમ પહાડ છે. તથા તિબેટ અને હિંદુસ્તાનની વચ્ચે હિમાલય પર્વત છે. તિબેટ એ પર્વતને મથાળે આવેલો ઊંચો પ્રદેશ છે.

**મુખ્ય નદીઓ**—સિંધુ, સતલજ, બ્રહ્મપુત્ર, ઇરાવદી, યાંગસેક્યાંગ, અને હોઆંગહો.

એ નદીઓનાં મૂળ તિબેટમાં છે; તેમાં સિંધુ અને બ્રહ્મપુત્રનાં મૂળ એક એકની પાસે છે. પરંતુ તેમની વચમાં પહાડ છે. એમાંની પહેલી પશ્ચિમ તરફ અને બીજી પૂર્વ તરફ વહેતી હિમાલયનો ફેરો ફરી નીચે દક્ષિણમાં ઉતરે છે, અને અરબી સમુદ્ર તથા બંગાળી સમુદ્રમાં મળે છે.

**સરોવર**—તિબેટમાં સરોવરો ઘણાં છે. તેમાંનિર અને

पाल्ते બ્રહ્મપુત્રની નજીક છે. रावणन्हद અને मान સરોવર સતલજની પાસે છે.

**મુખ્ય નગર—लासा છે.**

દેશની રાજધાની અને બૌદ્ધ ધર્મનું પવિત્ર ધામ લાસા છે. એ ધર્મના મુખ્ય આચાર્યને મહા લામા કહેછે તેનું રહેઠાણ એજ નગરમાં છે. દુનિયામાં બીજા હરકોઈ ધર્મ કરતાં બૌદ્ધ ધર્મ માનનારાની સંખ્યા વધારે છે. ચીન, બ્રહ્મદેશ, લંકા અને બીજા દેશમાં તે પ્રસરેલો છે. તિબેટના લોકની રીત ભાત તેઓના ભાયાત તાતાર કે મુગલ લોકના જેવી છે, એ અને ચીનના લોક એક શાખના છે. તિબેટમાં કેટલાક લોક ખેતી કરે છે. કેટલાક ઉપયોગી હુનર કરે છે, પરંતુ તેમાંના ઘણો ભાગ પોતાનાં ઢોરોને લઈ અહીંથી તહીં ભટકે છે. તેઓ આખલા અને ઘેટાં ઉપર ભાર લાદે છે. શાલ વણવાનું ઊન તેમના વેપારની મુખ્ય જણસ છે.

## ( ૧૦ ) हिंदी चीन.

ચીનાઇ રાજ્યની દક્ષિણે, અને ભરત ખંડની પૂર્વે એ મોટો દ્વીપકલ્પ છે. અની એને ભરત ખંડની વચ્ચે બંગાળી સમુદ્ર તથા આરાકાનની ઉત્તરે આવેલા પર્વતો છે. એ દેશમાં પુષ્કળ ખનિજ ઝાડ અને ખેડવા લાયક જમીન છે. લોકો ખબરદાર છે. ઘંટ; લખોટેલાં વાસણ, કાપડ, કાચ, વગેરે બનાવવાના હુંનરમાં સારા વાકિફ છે. તેઓ કંઈક હિંદુને અને કંઇક ચીનાને મળતા છે.

देशना विभाग—१. ब्रह्मदेश, २. शिआम, ३. मलाया, અને ૪. कोचीन चीन એવા ચાર ભાગ છે.

( ૧ ) ब्रह्मदेश—દ્વીપકલ્પ પશ્ચિમ ભાગને ब्रह्मदेश કહેછે. એ માર્તાબાનના અખાતને મળનારી ઇરાવદીના કાંઠાનો પ્રદેશ છે.

**મુખ્ય શહેરો—मांदले, आवा, अमरपुर અને माकसोबा.**

એમાં ઊંચી જાતના સાગ બહુ ઉગે છે અને ડાંગર પાકે તેવી સારી જમીન છે. આસામ, *આરાકન અને તિનાસરીમ પ્રાંતો ઇ. સ. ૧૮૨૬ માં અંગ્રેજે રાજા કનેથી જીતી લીધા, ઇ. સ. ૧૮૫૨ માં પેગુ નામે ચોથો પ્રાંત તેમણે બીજી વારની લડાઇમાં જીતી લીધો. આરાકાન, તિનાસારીમ, અને પેગુનો રાજ કારભાર ભરત ખંડના ગવર્નર જનરલના હાથ નીચે રહી એક મુખ્ય કમિશનર ચલાવે છે.

**आराकान, तिनासरीम, અને પેગુ એ ત્રણ પ્રાંતોમાં ઇરાવદીને કાંઠે રંગુન મોટું બંદર છે. आराकान, प्रोम, અને પેગુ એ મોટાં શહેર છે. મુલમૈન એ મોટું બંદર છે.**

સ્વતંત્ર બ્રહ્મદેશ ત્યાંના મહારાજા કનેથી અંગ્રેજે સને ૧૮૮૬ માં લઈ લીધો છે અને હાલ આખા દેશનો કારભાર લેફટેનંટ ગવર્નરની સત્તા નીચે મૂકયો છે. છેલ્લા રાજા થીબોને પકડીને અહમદનગરમાં રાજ્યકેદી તરીકે રાખ્યો છે. ઇરાવદીને તીરે માંદલેમાં એની રાજ્યધાની હતી. આવા, અમરપુર, અને માકસોબા એ શેહેરો પહેલાં વારા ફરતી રાજધાની હતાં. બ્રહ્મી લોક સ્થળ માર્ગે ચીન જોડે વેપાર ચલાવે છે. ચોખા અને મીઠાને સાટે સૂતરાઉ, હીરાગળ, અને ઊનનાં કપડાં લાવે છે.

**( ૨ ) શિઆમની રાજધાની बांकोक નગર મૈનામ નદીને બન્ને તીરે છે. युथीआ બાંકોકની ઉત્તરે અગાઉની રાજધાની હતી.**

બ્રહ્મદેશની પૂર્વે શિઆમનું રાજ્ય છે. એ બેની વચ્ચે પર્વતો છે. એ મૈનામ નદીના કાંઠાનો પ્રદેશ છે. ઉત્તરમાં લાઓ કે શાન સંસ્થાનો ઉપર તથા કેટલાંક મલાયી સંસ્થાનો ઉપર સિઆમના રાજાનો અમલ છે. શિઆમ અને બ્રહ્મદેશનો વેપાર એક સરખો છે. સિઆમની જમીનમાંથી રત્ન નીકળે છે.

**( ૩ ) મલાયા દ્વીપકલ્પ છે. ક્રોની સંયોગીભૂમિ વડે ઉપરની જમીન જોડે સંધાયલો છે. સુમાત્રા અને મલાયાની વચ્ચે મલાક્કાની સામુદ્રધુની છે.**

---

* આસામનું વર્ણન બંગાળાના વર્ણનમાં છે.

મલાયામાં જુદાં જુદાં સંસ્થાનો છે તેમાંનાં કેટલાંક શિઆમના રાજાના તાબામાં છે. બાકીનાં સ્વતંત્ર અને અંગ્રેજના મિત્ર છે. મલાયી લોક મુસલમાની ધર્મ પાળે છે. અને હિંદી ચીનની બાકીની વસ્તી બૌદ્ધ ધર્મી છે.

મલાયા દેશમાં मलाक्का અને वेलेस्ली એ ઇંગ્રેજના સંસ્થાન છે. મલાક્કાની સામુદ્રધુનીમાં पीनांग અને सींगापोर બેટ છે તે પણ તેમને હાથ છે. ચીન અને હિંદુસ્તાન વચ્ચેના વેપારને માટે એ બેટોની સ્થિતિ બહુ અનુકૂળ છે.

( ૪ ) कोचीन चीन. મુખ્ય શહેર साइजोन અને हु છે. મુખ્ય નદી—कामबोडिआ.

એની અને શિઆમની વચ્ચે પણ પર્વતો છે. કામબોડિઆ નદીના મુખની આસપાસનો મુલક અને કામબોડિઆનો રાજા ફ્રાન્સને તાબે છે. વળી કાંઠા ઉપર સાઇગોન શહેર છે તે પણ ફ્રાન્સને તાબે છે. બાકીનું કોચીન ચીન અનામના રાજાના હાથ નીચે છે ઈશાન કોણે હ્યું નામે મોટું નગર છે તે એ રાજાની રાજધાની છે.

## ( ११ ) सिंहलद्वीप के लंका.

એ બેટ ભરત ખંડની દક્ષિણે છે. એની આકૃતિ જમરૂખ ( જામફળ ) ના જેવી છે. એની અને ભરત ખંડની વચ્ચે પાકની સામુદ્રધુની તથા મનારનો અખાત છે. પાકની સામુદ્રધુની મનારના અખાતની વચ્ચે કેટલાક બેટ તથા ટેકરા છે. એ ટેકરા અને બેટ મળી ૬૦ મૈલ લાંબી પાળ જણાય છે, તેને रामनो सेतु કહે છે. એ પૂલ રામાયણમાં પ્રસિદ્ધ છે. એ દ્વીપોમાં मनार અને रामेश्वर એ બે મોટામાં મોટા છે.

એ ટાપુઓનો વિસ્તાર લંકાથી મદ્રાસના અગ્નિકોણ તરફના કાંઠા સુધી છે. તેઓની અને ટેકરાની વચ્ચે કેટલીક ઊંડી ખાડીઓ છે, તેમાં નાની આગબોટો તથા વહાણો જઈ શકે છે. બહારો બહાર લંકાની નીચે થઈ મોટાં વહાણો જાય છે તેને બદલે ભરતખંડ અને લંકા

એ બેની મધ્ય થઈને જાય માટે પામ્બેન નામે સર્વથી સરસ ખાડી છે તેને ઊંડી ખોદવાનો અંગ્રેજ સરકારનો વિચાર છે.

લંકાનું ક્ષેત્રફળ આશરે ૨૫,૦૦૦ ચૌરસ મૈલ છે અને તેમાં ૨૦,૦૦,૦૦૦ માણસની વસ્તી છે. સન ૧૮૧૫ સુધી એ દ્વીપનો કેટલોક ભાગ વલંદા તથા ફ્રેંચને હાથ હતો, પરંતુ હાલમાં આખો બેટ ઇંગ્લંડની મહારાણીને તાબે છે. એના પર અમલ કરવાને તે જુદો ગવર્નર ઠરાવે છે. એની મધ્યે અને દક્ષિણે પર્વત છે, પરંતુ ઘણાખરા કાંઠાની ભૂમિ નીચી છે. એ પર્વતો પર જંગલો તથા રસાળ મેદાન અને ખીણો છે. સર્વથી ઊંચા પર્વતો પેદ્રાતાલા ગલ્લા અને એલિઆ છે. પરંતુ અતિ પ્રસિદ્ધ પર્વત આદમની ટેકરી છે. તેના શિખરપર બુદ્ધનાં પગલાં છે એવું બૌદ્ધ ગોરજીઓ કહે છે. એ બેટની પૂર્વ દિશાએ આવેલા પર્વતોની તળેટીએ ધાડાં જંગલોમાં ઘણાંક મોટાં શહેરોનાં ખંડેરો ઢંકાઈ ગયાં છે. એ કીયા લોકે બાંધેલાં તે જણાયું નથી. તેમને તૂટ્યાને અને લોકની સાંભરણમાંથી ગયાને ઘણો કાળ થયો છે પશ્ચિમ કાંઠાની ભૂમિ ઘણી રસાળ છે અને તેને પાણી પુષ્કળ મળે છે. એ કાંઠે તાપ પડે છે અને ત્યાંની હવા ભેજવાળી છે તથા વનસ્પતિ પુષ્કળ થાય છે. ડુંગરની હવા વધારે તંદુરસ્ત છે અને ત્યાં ખૂંન દાણાની ઘણી મોટી વાડીઓ છે. એ બેટમાં સર્વ ઠેકાણે વરસાદ બહુ વરસે છે, અને આપણા દેશમાં જેટલા માસ સુધી વરસે છે તેના કરતા અહીં વધારે માસ સુધી વરસે છે. ત્યાં પ્રથમ આપણી પેઠે નૈર્ઋત્ય કોણમાંથી વરસાદ આવે છે અને ત્યાર પછી મદ્રાસની પેઠે પૂર્વમાંથી વરસે છે. તજ, મરી, વગેરે તેજાનાને માટે એ બેટ પ્રખ્યાત છે. વળી નાળિયેર અને બીજા મેવાનાં ઝાડ ઊગે છે. ડાંગર, રૂ, ગળી, શેરડી, તમાકુ, અને બીજા ઘણા છોડ ઊગે છે. એ બેટમાં લોઢું અને બીજા ખનિજો પુષ્કળ જડે છે, અને મુખ્યત્વે રત્નોને માટે એ બેટ પ્રસિદ્ધ છે. એની આસપાસના દરિઆમાં માછલાં પુષ્કળ થાય છે, તે પકડવાનો મોટો રોજગાર ચાલે છે, અને વાયેવ્ય કોણના કાંઠાપર મોતી પાકે છે. ધાતુના ઘાટ તથા ટોપલી, ફંડીઆ, અને દોરડાં વગેરે, બનાવવામાં લોકો હોશિઆર છે. પશ્ચિમ કાંઠા પર મીઠું પાકે છે. તે ભરત ખંડમાં આવે છે. ધાડાં જંગલોમાં જંગલી હાથીઓના ટોળે ટોળાં હજુ જો-

વામાં આવે છે. એ જંગલોમાંથી ઇમારતી લાકડું ભરત ખંડમાં આવે છે. એ બેટમાં સિંહલી, હિંદુ, અને પહાડી લોક વસે છે. પશ્ચિમ અને દક્ષિણ કાંઠા પર વસનારા સિંહલી લોક શાંત પ્રકૃતિના છે અને તેમની પોતાની જુદી ભાષા છે. તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે. લંકાની તથા બ્રહ્મ દેશના ધર્મ પુસ્તકોની ભાષા પાલી કહેવાય છે. લંકામાં ઘણા ખરા હિંદુઓ તામિલ છે. તેઓ મદ્રાસ ઇલાકામાંથી આવીને વસ્યા છે. આ તામિલ લોક હાલમાં જાફના બેટ તથા લંકાના આખા ઉત્તર ભાગમાં વસે છે તેઓ એ બેટના બીજા ભાગમાં મજૂરી કરવાને વસ્યા છે. લંકામાં વસનારી જાતોમાં કાંદી લોક તથા પહાડોમાં વસનારી બીજી વગડાઉ જાતો છે.

લંકાનું મુખ્ય શેહેર कोलंबो પશ્ચિમ કાંઠાપર બંદર છે. બેટની દક્ષિણે તથા ડોંદ્રાહેડની પશ્ચિમે पाइन्ट दी गाल નામે સુંદર બંદર છે, તેમાં યૂરોપ, મુંબઈ, કલકત્તા, ચીન અને આસ્ટ્રેલિઆની આગબોટો અને વહાણો એકઠાં થાય છે. બેટની ઇશાન કોણમાં મહાવિલ્લા ગંગા નામે નદીના મુખ પાસે त्रिंकोमालि નામે ત્રીજું બંદર છે, તથા ઉત્તરે पाइंटपेद्रो નામે ચોથું બંદર છે. બેટની મધ્ય ભાગે પહાડમાં कांदी નામે જૂની રાજધાનીનું શહેર છે. કાંદીથી કોલંબો સુધી રેલવે બાંધી છે.

---

# प्रकरण २ जुं.

## भरत खंडनुं स्वरूप.

१. भरत खंड. એશિઆની દક્ષિણમાં ત્રણ મોટા દ્વીપકલ્પો છે, તેમાં સૌથી મોટો અને અગત્યનો દ્વીપકલ્પ ભરતખંડ છે. ઉત્તરે ભરતખંડ અને તાતારની વચ્ચે હિંદુકુશ અને કારાકોરમ પર્વત છે, તથા તિબેટ અને ભરત ખંડની વચ્ચે હિમાલય પર્વત છે. એ પર્વત આખી દુનિયામાં સર્વથી ઊંચો છે, અને તેનાં શિખરો બરફથી સાદા

ઢંકાયલા રહે; પશ્ચિમે સુલેમાન પર્વતોની પેલી મેર અફગાનિસ્તાન છે અને હાલા પર્વતની પેલી બાજુએ બલૂચિસ્તાન છે; નૈર્ઋત્યે અરબી સમુદ્ર, દક્ષિણે હિંદી મહાસાગર, અને અગ્નિ કોણમાં હિંદી મહાસાગર અને બંગાળી ઉપસાગર છે. પૂર્વે બ્રહ્મદેશ અને ભરત ખંડની વચ્ચે જંગલ અને ડુંગરા છે. એ ડુંગરા આરાકાન પ્રાંત અને બીજા પર્વતો સુધી છે. ભરત ખંડનું ક્ષેત્રફળ લગભગ ચીનાઈ રાજ્યના ક્ષેત્રફળ જેટલું છે. ૧૫,૮૩,૨૭૬ ચોરસ મૈલ ભૂમિ જેટલો એ વિસ્તારછે. આખી દુનિયામાં ચીનની વસ્તી સર્વથી વધારે છે અને ચીનથી ઉતરતે દરજે ભરત ખંડ છે. ભરતખંડમાં૧૮૯૧ ના વસ્તી પત્રક પ્રમાણે૨૮,૬૦,૦૦,૦૦૦ માણુસની વસ્તી છે. કાશ્મીરની ઉત્તરથી તે કન્યાકુમારી સુધી ભરત ખંડની લંબાઈ ૧૯૦૦ મૈલ થાય છે અને સિંધથી આસામ સુધી પહોળાઈ ૧,૮૦૦ મૈલ થાય છે. ભરતખંડ ત્રિકોણાકારે છે તે ત્રિકોણનો પાયો હિમાલય છે. ગુજરાતની પશ્ચિમથી તે ગંગા નદીની પાસેના બુંદેલ ખંડસુધી પ્રસરેલા વિંધ્યાચળે એ ત્રિકોણના બે ભાગ* કર્યા છે. એમાંના ઉત્તરના ભાગનું નામ ( ૧ ) हिंदुस्तान છે, અને દક્ષિણના ભાગનું નામ ( ૨ ) दक्षिण ( દકખણ ) છે.

हिंदुस्तान:—હિંદુસ્તાન ના છ પ્રાંત કરી શકાય:—

१. हिमालयनी तळेटीनो ढळतो प्रदेश. २. सिंधु नदीनो प्रदेश. ३. रेतीनुं रण. ४. मध्य हिंदुस्ताननो અને थोडो रजपुतानानो ऊंचो प्रदेश. ५. गंगानो प्रदेश. અને ६. ब्रह्मपुत्रनो प्रदेश.

( ૧ ) હિમાલયના ઢળતા પ્રદેશનો ઝાઝો વિસ્તાર છે. તેની દક્ષિણ સરહદ ઉપર બરફથી ઢંકાયલા હિમાલયની

* મુગલ પાદશાહોએ નર્મદા નદી સુધીના મુલકને હિંદુસ્તાન અને તેની પેલી મેરનાને દક્ષિણ ગણ્યો હતો.

સમાંતર રહેલા પર્વતોની હારછે તેમાંના મુખ્યને શિવાલિક પહાડ કહે છે. એ પહાડ સતલજ અને જમનાની વચ્ચે છે. એ મુલકમાં કાશ્મીર, નેપાળ, ભૂતાન, વગેરે દેશી રાજ્યો છે, અને ઓછા સુધરેલા પહાડી લોકો તેમાં વસે છે. હિમાલયમાં વનસ્પતિ બહુ પ્રફુલ્લિત થાય છે. દેવદાર, ઓક, વગેરે અનેક મોટાં વૃક્ષો તથા ઘણા સુંદર છોડવા ઊગે છે. ઘણાક પહાડો પર અઘોર વન છે તેને તેરાઈ કહે છે. ત્યાં હવા પાણી બહુ નબળાં છે, અને ફાડી ખાનારાં જંગલી પશુઓ બહુ રહે છે.

( ૨ ) સિંધુ નદીના પ્રદેશમાં પંજાબનો ઘણો ખરો ભાગ અને આખો સિંધ પ્રાંત આવેલા છે. સિંધુ નદીના મૂળ વિશે તિબેટના વર્ણનમાં જુઓ. તિબેટમાંથી આવી કાશ્મીરમાં થઈ એ નદી હિંદુકુશ અને હિમાલયની વચ્ચે વહેતી પંજાબમાં પેસે છે. અટક *આગલ કાબુલ નદી તેને મળે છે, અને પંજાબની દક્ષિણમાં તે પંચ નદને ભેગી થાય છે. એ પાંચ નદીના નામ जेलम, चीनाव, रावी, बीआ અને सतलज्ज છે. સતલજ સિવાય એમાંની ચારનાં મૂળ હિમાલયની દક્ષિણ બાજૂએ છે. સતલજનું મૂળ તિબેટમાં સિંધુની નજીક છે ત્યાંથી પર્વતમાં થઇને એ નદી ઉતરે છે.

( ૩ ) સિંધુના પ્રદેશની પૂર્વે મોટું રણ છે. એ રણની પૂર્વ હદ ઉપર અરવલીના ડુંગરા, ઉત્તરે સતલજ અને દક્ષિણે કુચ્છનું રણ છે. આ રેતીના ઉજ્જડ રણમાં કોઈ કોઇ ઠેકાણે રસાળ ભૂમિ છે. જસલમેરનું રાજ્ય એવી જમિનમાં છે; રસાળ જમીનનો એના જેટલો વિસ્તાર રણમાં બીજે કોઈ ઠેકાણે નથી. એ રણમાં અગ્નિ ખૂણામાં માર-

* અટક આગળ નદી ઓળંગવાનો પાર છે, ત્યાં થઇને ભરતખંડ પર સવારી કરનારાઓ આ દેશમાં પેઠા છે તેને માટે અટકનો પાર ખ્યાત છે.

વાડ અને બીજા રજપૂત સંસ્થાનો છે. ત્યાંની ભોંયમાં અનાજ વગેરે પાકે છે. ગુજરાતની સરહદ ઉપર અરવલી અને વિંધ્યાચળ પર્વત જોડાઈ જાય છે. ઉત્તર ભણી અજમેરથી આગળ વધી દિલ્હીની પડોસ સુધી અરવલી ડુંગરો ગયલા છે. એમાં સૌથી ઊંચો એના દક્ષિણ ભાગમાં રહેલો આબુ પર્વત છે.

( ૪ ) મધ્ય હિંદુસ્તાન અને રજપૂત સંસ્થાનના ઊંચા પ્રદેશનો ઢાળ ગંગા તરફ ઉતરે છે. એની પશ્ચિમ સીમાએ અરવલીના પર્વત છે, અને પૂર્વે બુંદેલ ખંડનો વિંધ્યાચળ છે. એ પ્રદેશનું રૂપ એક સરખું નથી. ચીતોડ વગેરે ડુંગરો તથા ઘણાંક રસાળ મેદાન એમાં છે. રજપૂત સંસ્થાના માળવા, અને બુંદેલ ખંડ જે ભરત ખંડનો સરસ ભાગ તે એમાં આવેલો છે; રજપૂત સંસ્થાનોમાંના उदेपुर (મેવાડ,) अजमेर* जेपुर, भरतपुर, અને બીજાં નાનાં રાજ્યો તથા, માળવા અને બુંદેલ ખંડમાંનો, હોલકરનો, સિંધિયાનો, ભોપાળનો, રેવાનો તથા બીજા રાજાઓનો મુલક એમાં છે. મધ્ય હિંદુસ્તાનમાં મુખ્ય નદીઓ चंबल, सिंध અને बतवा છે. એ નદીઓનો સંગમ જમના જોડે થાય છે. જમના ગંગાને મળે છે.

( ૫ ) સિંધુ નદીના મૂળની પાસે ગંગાનું મૂળ છે. ત્યાંથી અગ્નિ અને પૂર્વ દિશા ભણી હિમાલયના દક્ષિણ ઢાળે અને વિંધ્યના ઉત્તર ઢાળે એ નદી વહે છે. જમણે† કાંઠે અલાહાબાદ આગળ જમના નદી અને પટણા આગળ સોન નદી એને મળે છે. ડાબે કાંઠે गोमती, गंडकी, गौगरा, અને कौशिकी એને મળે છે. ગંગા અને તેને મળનારી મોટી

* અજમેર ઇંગ્રેજ સરકારનું છે.

† નદીના પ્રવાહની દિશામાં ઊભા રહેતાં જમણે હાથે જે કાંઠો હોય તે જમણો કાંઠો.

નદીઓના કાંઠાનો પ્રદેશ અતિ વિસ્તીર્ણ અને રસાળ છે. એમાં વાયવ્ય પ્રાંતો, અયોધ્યા, અને બંગાળા*છે. પૃથ્વી ઉપર કેટલાક દેશોમાં બીજા સર્વ દેશો કરતાં વધારે પાક થાય છે. બંગાળાની જમીન પણ એ પ્રકારની છે. કેમકે ગંગા નદી રસાળ માટી લાવીને તે ઉપર પાથરે છે. ભરત ખંડના ઇતિહાસમાં ગંગા નદીનો પ્રદેશ બહુ પ્રખ્યાત છે. અલ્લાહબાદ સુધી એમાં આગબોટો જઈ શકે છે. એને ઘણાં મુખ છે. પરંતુ તેમાંથી સૌથી પશ્ચિમે રહેલું હુગલીનું મુખ ઘણું કરીને વહાણ ચલાવવાના ઉપયોગમાં આવે છે. બંગાળાની નૈર્ઋત્ય કોણમાં છોટા નાગપુર અને ઓઢીઆના ઊંચા પ્રદેશ આગળ ગંગાનો પ્રદેશ પૂરો થાય છે. ત્યાં થઇને બ્રાહ્મણી અને બીજી નદીઓ બંગાળી ઉપસાગરને મળે છે.

( ૬ ) બ્રહ્મપુત્ર નદની ઉત્પત્તિ તિબેટમાં છે. ( તિબેટ જુઓ. ) હિમાલયને પૂર્વ છેડેથી ઉતરી આસામ અને બંગાળામાં વહે છે. એ નદીની સર્વથી પશ્ચિમમાં આવેલી શાખાનો સંગમ ગંગાની સર્વથી પૂર્વમાં ગયલી શાખા જોડે થાય છે. બ્રહ્મપુત્રના પ્રદેશની પૂર્વે चिंतागोंग, टीपराह, खाशी, गारो, અને બીજા પહાડ છે.

૨. दक्षिण देश. કુચ્છનો સાંકડો મુલક મોટા રણ અને સમુદ્રની વચ્ચે આવેલો છે, અને સિંધમાંથી ગુજરાત જવાનો તે માર્ગ છે, આ દેશના લોક કુચ્છને અને ગુજરાતને હિંદુસ્તાનમાં ગણતા નથી. તેઓ દક્ષિણ દેશમાં ગણાય છે. તેઓનું વર્ણન જુદું કરવામાં આવ્યું છે. વિંધ્ય પર્વતની દક્ષિણે આવેલા મુલકને દક્ષિણ દેશ કહે છે. એમાં મદ્રાસ ઇલાકો, મધ્ય પ્રાંતો, મુંબઈ ઇલાકાનો ઘણો ખરો ભાગ, તથા હૈદરાબાદ, મ્હૈસૂર, અને બીજા

* અસલના વખતમાં શુદ્ધ બંગાળાને હિંદુસ્તાનનો ભાગ ગણતા નહિ.

નાનાં રાજ્યો છે. દક્ષિણના ચાર સ્વાભાવિક ભાગ થઈ શકે છે. ૧. नर्मदानो प्रदेश. २. शुद्ध दक्षिण. ३. पूर्व कांठानो नचिाणनो प्रदेश. અને ૪. पश्चिम किनारानो नीचाणनो प्रदेश.

( ૧ ) વિંધ્ય પર્વતની દક્ષિણે નર્મદાની ઊંડી ખીણ છે. અને નર્મદાની દક્ષિણે સાતપુડા પર્વત પૂર્વ પશ્ચિમ વિંધ્યની સમાંતર પથરાયલા છે. સાતપુડા પર્વત આગળ કહ્યા પ્રમાણે છોટા નાગપુર અને ઓઢીઆના ઊંચા પ્રદેશ સુધી ગયલા છે અને પશ્ચિમમાં ગુજરાત માંહેલા રાજપીપળા સુધી ગયલા છે. સાતપૂડાની દક્ષિણે તાપીનો પ્રદેશ છે. નર્મદા અને તાપી બેઉનાં મૂળ મધ્ય પ્રાંતના ડુંગરોમાં છે. એમની અને વેનગંગા, મહા નદી, અને બીજી નદીઓની વચ્ચે એ પહાડી પ્રદેશ છે. એ નદીઓ દક્ષિણ અને પૂર્વ ભણી વહે છે. એમને વિષે આગળ કહેવામાં આવશે. નર્મદા અને તાપી ગુજરાતમાં પશ્ચિમે વહેછે.

( ૨ ) નર્મદાના નીચા પ્રદેશની દક્ષિણે શુદ્ધ દક્ષિણ* છે. એ દક્ષિણ દેશ ચારે તરફ આવેલા પર્વતને મથાળે ત્રિકોણાકારે છે. ઉત્તરના ડુંગરા ઉપર કહેલા સાતપૂડા છે. એ પહાડોનો વિસ્તાર ( સાતપૂડાના બંને છેડેથી ) દક્ષિણ દિશા તરફ છે. કુન્યાકુમારી આગળ પહોંચ્યા પહેલાં તેઓ મળી જાય છે. ત્રિકોણનું શિરોબિંદુ અહીં છે. પૂર્વ પશ્ચિમ પ્રસરેલી બે શાખાઓને પૂર્વ ઘાટ અને પશ્ચિમ ઘાટ કહે છે. સહ્યાદ્રિ એટલે પશ્ચિમ ઘાટ વધારે ઊંચા છે તેથી તેમાંથી નીકળેલી નદીઓ પૂર્વ દિશાએ દક્ષિણ દેશમાં

* શુદ્ધ દક્ષિણનો વિસ્તાર દેશી લોકોએ એક માન્યો નથી. કેટલાક મધ્ય પ્રાંતોને એમાં ગણે છે અને કેટલાક નથી ગણતા. અહીં આપણે ગણ્યા છે.

થઇને બંગાળાનો ઉપસાગરને મળે છે. એ નદીઓમાં મુખ્ય ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી છે. નાશકની પાસે ગોદાવરીનું મૂળ છે. બંગાળી ઉપસાગરને મળ્યા પહેલાં દક્ષિણ દિશાએથી આવનારી મંજીરા તથા મધ્ય પ્રાંત, ખાનદેશ અને વરાડના ઉત્તર દેશોતરફથી વહેનાર પેન ગંગા, વરધા, અને વેન ગંગાનાં એકઠાં જળ તેમાં મળે છે. સતારાની પાસે મહાબળેશ્વર આગળ કૃષ્ણાનું મૂળ છે. માર્ગમાં તેને વારણા, ભીમા, તુંગભદ્રા, તથા બીજી ઘણી નદિઓ મળે છે. કાવેરી નદી કુર્ગમાં ઉત્પન્ન થઈ મ્હેસૂર તથા મદ્રાસ ઇલાકામાં વહે છે. દક્ષિણના ઊંચા પ્રદેશમાં સઘળે ઠેકાણે પૃષ્ઠનો દેખાવ અને જમીનનું રસાળપણું એક સરખાં નથી. પરંતુ એ પ્રદેશના બે ભાગ જુદા પાડી શકાય,–તેમની હદ વરધા નદીના મૂળ આગળથી તે ગોદાવરીને મળે છે ત્યાં સુધી વરધાથી, અને પછી સંગમ થયા પછી દરિયા સુધી પહોંચે છે ત્યાં સુધી બેઉ નદીથી થયલી છે. એ મર્યાદાની ઉત્તરે અને પૂર્વે મોટાં વન છે, અને તેઓમાં કોઈ કોઇ ઠેકાણે ઊંચા પ્રદેશ છે. એ નદીઓમાં નૈર્ઋત્ય ખૂણામાં આવેલો દેશ ડુંગરા અને જંગલ વગરનો નથી, તો પણ બહુધા સપાટ અને ખેડાણમાં આવેલો છે. કેટલાએક ગ્રંથકર્ત્તા દક્ષિણના ઊંચા પ્રદેશનો બીજો ભાગ કૃષ્ણા નદીથી થયલો ગણે છે. તેની ઉત્તરનો અને વધારે મોટો ભાગ શુદ્ધ દક્ષિણ અને તેની દક્ષિણનો ભાગ કર્ણાટક અને મ્હેસૂર છે. મ્હેસૂરના દક્ષિણ ભાગમાં ડુંગરો છે. તેમને નીલગિરિ કહે છે. અહીં પશ્ચિમ અને પૂર્વ ઘાટ એકઠા મળે છે. નીલગિરિની પછી પાલની અને બીજા ડુંગરો કન્યાકુમારી સુધી ચાલ્યા જાય છે.

( ૩ ) ઘાટની નીચેનો પ્રદેશ દક્ષિણની બાજૂએ ક્રમ-

બંધ જેવો છે. પૂર્વ કાંઠા પર તે કેટલેક ઠેકાણે વધારે પહોળો છે, અને નદીઓ રસાળ માટી ઘસડી લાવે છે તેથી પાક સારો થાય છે. એ નદીઓ ઘણું કરીને સમુદ્રમાં બહુ મુખે પડે છે. મહા નદી પણ મોટી છે તે ઉત્તરમાં આવેલી છે. મધ્ય પ્રાંતના પહાડોમાંથી નીકળી કટક આગળ બંગાળી ઉપસાગરને મળે છે. પાલર, પન્નાર, અને બીજા નદીઓ મ્હૈસૂરમાંથી આવી મદ્રાસ ઇલાકાના નીચા પ્રદેશમાં વહેછે.

(૪) કન્યાકુમારીથી તાપી નદી સુધી જમીનનો સાંકડો પટો પશ્ચિમ કાંઠા પર છે. ઉંચી ભીંત જેવો આવેલો સહ્યાદ્રિ કોઇ નદીને એ તરફ આવવા દેતો નથી. એના બદલામાં વાહાણો ચાલી શકે એવી ઘણીક ખાડીઓ તથા વહાણો ઉભાં રહી શકે એવાં કેટલાંક બારાં છે. એ પૂર્વ કાંઠે નથી. પશ્ચિમ કાંઠાનો નીચાણનો પ્રદેશ પૂર્વ કાંઠાના પ્રદેશ કરતાં વધારે સાંકડો છે, તથા તેમાં ડુંગરા વધારે છે. પશ્ચિમ કાંઠાના દક્ષિણ ભાગને मलबार કહે છે, અને પૂર્વ કાંઠાના દક્ષિણ ભાગને करमंडल કહે છે.

**द्वीप**—ભરત ખંડની છેક ખંડમાં सिंहल द्वीपછે. મલબાર કાંઠા પર लक्ष द्वीप કન્યાકુમારીની દક્ષિણે मालद्वीव અને મલાયા તથા બ્રહ્મદેશના કાંઠા ભણી आंदामन અને नीकोबार છે. આ સર્વે અંગ્રેજ સરકારને તાબે છે. બ્રિટિશ ઇંડિઆમાં જેમને કાળે પાણીએ ચઢાવવાની એટલે સમુદ્ર પાર કાઢવાની શિક્ષા થાય છે તેમને આંદામન બેટમાં મોકલે છે.

**ખનિજ**—ભરત ખંડની જમીનમાં લોઢું અને ત્રાણું મસ છે. આગલા વખતમાં ભરત ખંડનું ગજવેલ કામ બહુ પંકાતું; બંગાળા અને મધ્ય પ્રાંતોમાંથી કોયલા નીકળે છે. ઘણેક ઠેકાણેથી સૂરોખાર જડે છે. પંજાબ અને રજપૂત સંસ્થાનોમાંથી મીઠું નીકળે છે; બુંદેલ ખંડ, પંજાબ, અને બીજી

જગ્યાંઓમાં સોનું અને રત્ન છે. ભરત ખંડના હીરા ઘણા પ્રખ્યાત છે, અને સિંહલ દ્વીપ ( લંકા ) ની આસપાસના દરિયામાંથી મોતી નીકળે છે, તે આખી દુનિયામાં સર્વોત્તમ ગણાય છે.

**ખેતીની નીપજ** વગેરે—ભરત ખંડમાં અતિ ઉપયોગી અને સુંદર ઝાડ ઊગે છે. સાગ, સાલ, સીસમ, સુખડ, વડ, કપાસ, ચંપો, આંબા, આંબલી, બાવળ, આવળ, શેતૂર (રેશમના કીડાના ઉપયોગનું ), તાડ, નાળિયેરી, સોપારી, વાંસ અને બીજાં અનેક જાતનાં ઝાડો એ દેશમાં થાય છે. મરી અને એલચીનાં ઝાડ પશ્ચિમ કાંઠે ઉગે છે. બીજા મસાલા અને તેજાના તથા ઘણાંક ઉપયોગી વસાણાં હર કોઈ ઠેકાણે થાય છે. ડુંગરોમાં ચા અને કાફી ( બૂન ) ઊગે છે. સપાટ જમીનમાં કપાસ, તમાકુ, અફીણ, ગુલાબ, શેરડી, ગળી, ભીંડી, રાઈ, તલ, અને બીજા અનેક જાતના છોડથી ખેતરોનાં ખેતરો ભરાઈ ગયલાં જોવામાં આવે છે.

હિંદુસ્તાનના લોકનો મુખ્ય ખોરાક ઘઉં છે અને દક્ષિણના લોકનો બાજરી અને જુવાર છે. બંગાળામાં, બહારના કેટલાક ભાગમાં અને કાંઠાના નીચાણના પ્રાંતમાં લોક ચોખા વધારે ખાય છે. ભરત ખંડના કેટલાંક ભાગમાં તો લોકો વાર તહેવારને દિવસે જ ચોખા ખાઈ શકે છે. દક્ષિણના કેટલાક ભાગમાં રાગી નામે હલકું ધાન્ય મળે છે. જવ ખાધામાં ઝાઝા આવતા નથી. ઘણીક જાતનાં કઠોળ, કંદ મૂળ, મેવા વગેરે થાય છે.

---

## प्रकरण ३ जुं.

### भरत खंड के हिंदना राज्य विभाग.

કૈસર હિંદ એમણે ઠરાવેલા ગવર્નર જનરલનો અમલ

આ મોટા મુલક પર ચાલે છે. એને વાઇસરાય કે રાજ-પ્રતિનિધિ પણ કહે છે. એને મદદ કરવાને બે કાઉન્સિલ એટલે મંત્રીમંડળીઓ ઠરાવી છે. એક એને અમલ કરવામાં મદદ કરે છે. અને બીજી કાયદા કરવા લાગે છે.

ભરત ખંડની રાજધાની कलकत्ता છે, પરંતુ ગવર્નર જનરલ વરસમાં કોઈ કોઈ વાર ફરવા જાય છે, અને ઊનાળામાં પંજાબમાં सिमला નામે સ્થળમાં કે હિમાલય મધ્યે બીજા સ્થળમાં ઘણું કરીને રહે છે.

ગવર્નર જનરલના હાથ નીચે મુંબઈ અને મદ્રાસ ઇલાકાના ગવર્નરો, પંજાબ, સંયુક્ત પ્રાંતો, બ્રહ્મદેશ તથા બંગાળાના લેફ્ટેનેન્ટ ( એટલે સહાયકારી ) ગવર્નરો, મ્હેસૂર, મધ્યપ્રાંતો, અયોધ્યા, અને આસામના મુખ્ય કમિશનરો, હૈદરાબાદ, મધ્ય હિંદુસ્તાન એજન્સિ, રજપૂતાના, નેપાળ, ભરત ખંડ માંહેલાં બીજાં સંસ્થાનોનાં અને ભરત ખંડની સીમાની બહારનાં ઘણાં રાજ્યો, જેવાં કે આફ્રિકામાંના ઝાંઝીબાર, અરબસ્તાનમાં મસ્કત, ઇરાન, બલૂચિસ્તાન, અફગાનીસ્તાન, તાતાર, તિબેટ, શિયામ, વગેરેના રેસિડેન્ટ કે પોલિટિકલ એજંટો છે. લંકા બેટ બાદ કરતાં ભરત ખંડની આસપાસના બીજા બેટ ઉપર પણ ગવર્નર જનરલની સત્તા પહોંચે છે.

ભરત ખંડનું ક્ષેત્રફળ આશરે ૧૫,૮૫,૨૭૬ ચોરસ મૈલ છે તથા ૨૮,૬૦,૦૦,૦૦૦ માણસની વસ્તી છે, એ ક્ષેત્રફળનો $\frac{૨}{૩}$ તથા વસ્તીનો $\frac{૪}{૫}$ ઇંગ્રેજની સત્તા નીચે છે, અને બાકીનો દેશી રાજાઓના તાબામાં છે. એ દેશી રાજાઓમાંના ૧૫૩ રાજાઓને કૈસરે હિંદ તરફથી સનદ મળી છે; नेपाळ, भूतान, અને मणिपूर ના તથાં કેટલીક પહાડમાં વસનારી જાતોના રાજાઓ સ્વતંત્ર છે. વળી ભરત ખંડમાં

પોર્ટુગાલ અને ફ્રાન્સના તાબાનાં સંસ્થાનો ગવર્નર જનરલથી સ્વતંત્ર છે, પરંતુ તેમની જોડે તેને દોસ્તી છે.

આપણે મુંબઈ ઇલાકામાં વસીએ છીએ માટે મુંબઇથી શરૂ કરતાં ભરત ખંડના જુદા જુદા પ્રાંતો અને સંસ્થાનોનો અનુક્રમ નીચે પ્રમાણે આપ્યો છેઃ—

( १ ) मुंबई इलाको.

( २ ) मद्रास इलाको.

( ३ ) ह्मैसूर अने कुर्गनां संस्थानो.

( ४ ) वराड सहित हैदराबाद संस्थान.

( ५ ) मध्य प्रांतो.

( ६ ) मध्य हिंद एजन्सिनां संस्थानो.

( ७ ) रजपूत संस्थानो.

( ८ ) पंजाब प्रांत.

( ९ ) वायव्य प्रांतो. ( આનું નામ હવે યુનાઈટેડ પ્રાવિન્સિસ એટલે संयुक्त प्रांतो પાડયું છે.

( १० ) अयोध्या प्रांत.

( ११ ) बंगाळा प्रांत.

( १२ ) ब्रह्मदेश.

( १३ ) आसामनो मुलक.

( १४ ) नेपाळ, भूतान, અને बीजां स्वतंत्र पहाडी संस्थानो.

(१५)भरत खंड मांहेलां पोर्टुगीझઅનેफ्रेंच लोकनां संस्थानो.

ભરત ખંડની આસપાસના બેટ ઉપર ગવર્નર જનરલની સત્તા પહોંચે છે, તેમનું વર્ણન અહીં કર્યું નથી, કેમકે તેઓ ઝાઝા અગત્યના નથી, અને આગલા પ્રકરણમાં તેમને જણાવ્યા છે.

જેમ જેમ તમે આગળ વાંચતા જશો તેમ તેમ તમારા વાંચવામાં આવશે કે ઇંગ્રેજી મુલક અને દેશી રાજ્યો સેળભેળ થઈ ગયાં છે; માટે ઉપર કહેલા પંદર વિભાગોમાંનાં

ઘણા ખરામાં ઈંગ્રેજી મુલક અને દેશી રાજ્યોનો સમાવેશ થાય છે. જેમકે મુંબઈ ઇલાકામાં કાઠીઆવાડનાં દેશી સંસ્થાનો તથા મદ્રાસ ઈલાકામાં ગવર્નર જનરલના તાબાનાં કેલાંક દેશી રાજ્યો સમાય છે; અને પંજાબ પ્રાંતમાં લેફ્ટેનેન્ટ ગવર્નરના તાબામાં કાશ્મીર અને બીજાં સંસ્થાનો આવે છે. છેલ્લા બે વિભાગમાં જે સ્વતંત્ર સંસ્થાનો છે તેઓ ઇંગ્રેજના દોસ્ત અને મળતીઆં છે. બાકી રહેલા બારમાંના દરેક ભાગને માથે હકૂમત કરનાર અધિકારી છે, તે તેનો જુદો વહિવટ કરે છે. એ અધિકારીની સંભાળ તળે મૂકેલા ઈંગ્રેજી મુલક કે દેશી રાજ્યોના યોગ્ય વહિવટને માટે તે ગવર્નર જનરલ જવાબદાર છે.

મુંબઈ ઈલાકાનું વર્ણન પહેલા ભાગમાં છે.

## मद्रास इलाको.

એ ઇલાકો ભરત ખંડના દક્ષિણ ભાગમાં છે. ઉત્તર કાનડા અને ધારવાડ જીલ્લામાં મુંબઈ ઇલાકાને મદ્રાસ ઇલાકો અડકે છે તેથી મ્હૈસુર સંસ્થાનને તે લગભગ વીંટાયલો છે. મ્હૈસૂરનું વર્ણન આગળ કરવામાં આવશે. તુંગભદ્રા અને કૃષ્ણા નદીઓ વડે નિઝામના મુલકથી એ ઇલાકો જુદો પડેલો છે; પરંતુ કૃષ્ણા નદીના નીચલા ભાગની ઉત્તરે પૂર્વ ઘાટ અને દરિયા વચ્ચે બંગાળા ઇલાકાના ઓરિસા (ઓઢીઆ) પ્રાંત સુધી ગયલો ઉત્તર સરકાર નામે પ્રદેશ એ ઇલાકાનો છે.

એ ઇલાકાનું ક્ષેત્રફળ ૧,૪૩,૩૪૫ ચોરસ મૈલ છે. તથા ઉત્તરમાં ગંજામથી કન્યાકુમારી સુધી અને કન્યાકુમારીથી ઉત્તર કાનડા સુધી એ ઇલાકાના કાંઠાની લંબાઈ ૧,૭૦૦ મૈલ છે. ઉપર કહેલું છે કે મલબાર પ્રાંત ઉપરથી પશ્ચિમ કિનારાનું નામ મલબાર કાંઠો પાડયું છે. અને પૂર્વ કિનારા ઉપર આવેલા જૂના શહેરના નામ ઉપરથી તે કાંઠાના દક્ષિણ

ભાગનું નામ કરમંડલ કાંઠો પાડયું છે. આ લાંબા કાંઠા ઉપર ૧૪૪ બંદરો આવેલાં છે. પરંતુ તેમાં મુંબઈ બંદર જેવું એકે સારૂં નથી. પૂર્વ કાંઠા ઉપર વિશાગપટ્ટણ, કોકણદ, મચ્છલીપટ્ટણ, મદ્રાસ, નેગાપટ્ટણ અને તુતિકોરિન એ મુખ્ય બંદરો છે; અને પશ્ચિમ કાંઠા ઉપર મુખ્ય બંદર કોચિન, કાલિકટ, તલીચેરી, કાનાનુર અને મંગલોર છે. મદ્રાસના પર્વતો વિષે ઉપર કહી ગયા છીએ. આપણે અગાડી કહી ગયા કે ઊંચા નીલગિરિ પર્વતમાં પૂર્વ ઘાટ પશ્ચિમ ઘાટને મળે છે, અને હિમાલયની દક્ષિણે ભરત ખંડમાં ઊંચામાં ઊંચા પહાડ નીલગિરિ છે તે પાલની તથા બીજા પર્વતો સાથે જોડાઈ કન્યા કુમારી સુધી ગયલા છે. મુખ્ય નદીઓ ગોદાવરી, કૃષ્ણા, પનેર, પન્નાર, પલાર અને કાવેરી છે તે વિષે અગાડી કહી ગયા છીએ. કાવેરી નદીના એક મુખને કોલેરૂન નદી કહે છે. એ સર્વ નદીનું પાણી ખેતરોમાં લે છે, નહિ તો પૂર્વ કાંઠા પરનાં તપેલાં અને સૂકાં મેદાનો ઉજ્જડ રહેત. નૈર્ઋત્ય કોણ ભણીથી આવી મુંબઇ ઇલાકામાં વરસાદ વરસે છે, તે આ પૂર્વ કાંઠા પર તથા પશ્ચિમ ઘાટની પૂર્વના ઘણા ખરા પ્રદેશમાં વરસતો નથી. મદ્રાસ ઈલાકામાં વરસાદ મોડો અને થોડો વરસે છે; સપ્ટેંબર માસમાં શરૂ થાય છે અને ઇશાન કોણમાંથી આવે છે.

દેશી રાજ્યોની વસ્તી બાદ કરતાં મદ્રાસ ઇલાકાની વસ્તી ૩,૫૫,૮૮,૮૫૦ માણસની છે. ગંજામ અને ઉત્તરના પહાડી દેશોમાં ઓરિસ્સાને કિનારે ઊર્યાં ભાષા, ત્યાંથી મદ્રાસ શહેર સુધી તેલંગી, મદ્રાસ શહેરથી મલબાર કાંઠાપર કન્યાકુમારી સુધી તામિલ, કન્યાકુમારીથી દક્ષિણ કાનડા સુધી મલયાલયમ, અને દક્ષિણ કાનડા તથા ધારવાડ જિલ્લાની લગોલગ બલારી પ્રાંતમાં કાનડી ભાષા બોલાય છે. ઇ. સ. ૧૬૩૯ માં ઇંગ્રેજે ફોર્ટ સેંટ જ્યોર્જ બાંધ્યો તેની આસપાસ વસ્તી વધીને હાલ એ ઇલાકાની રાજધાની મદ્રાસ શહેર બન્યું છે. એમાં હાલ ૪,૪૯,૯૫૦ લોક વસે છે. મદ્રાસથી મુંબઇ સુધી રેલવે છે, અને તેની શાખા ગુંદાકલથી બલ્લારી સુધી જાય છે. વળી મદ્રાસથી તે કાલિકટ પાસે પશ્ચિમ કાંઠા પર બાઇપુર સુધી રેલવે જાય છે, અને તેની શાખાઓ મ્હેસુરથી બાંગલોર સુધી અને કાંઠા પર નેગાપટ્ટણ સુધી છે. રૂ, ગળી, તલ, દીવેલી, વગેરે ઘુન, ખાંડ, ડાંગર અને

ચામડા એ ઇલાકામાંથી પરદેશ ખાતે ચડે છે. મુખ્યત્વે કરીને બલ્લારીની આસપાસ રૂ પાકે છે, અને કાંઠા ઊપર ડાંગર પાકે છે. વૈનાદમાંથી અને બીજા પશ્ચિમ ઘાટ માંહેલા પહાડી પ્રદેશમાંથી ખુતદાણા આવે છે. વળી એ ઇલાકામાંથી સૂતરાઉ કાપડ અને દોરડાં પર મુલક ખાતે ચડે છે. પશ્ચિમ કાંઠેથી તેજાના અને જુદી જુદી જાતનું ઈમારતી લાકડું આવે છે.

મદ્રાસ ઈલાકામાં નીચે લખેલા પ્રાંતો છેઃ—

( ૧ ) ઉત્તર સરકાર—એ પ્રાંત સને ૧૭૬૬ માં હૈદરાબાદના નિઝામે ઇંગ્રેજ સરકારને આપ્યો. કૃષ્ણા નદીના મુખ આગળ મચ્છલીપટ્ટણ અને ગોદાવરી નદીને તીરે રાજમંદરી એ બે મુખ્ય નગરો એમાં છે.

( ૨ ) કર્ણાટક—એનો વાયવ્ય ભાગ ( બલ્લારી અને કડપા ) સને ૧૮૦૦ માં નિઝામે આપ્યો. અને ૧૮૩૮ માં કર્નૂલના નવાબ પાસેથી કર્નૂલ લઈ લીધું. સેલમ, મદુરા તથા કોઈમ્બટુર સિવાય કર્ણાટકનો બાકીનો ભાગ અર્કાટના નવાબ અને તાંજોરના રાજા પાસેથી મળ્યો. સેલમ અને મદુરા ૧૭૯૨ માં ટિપુ સુલતાન પાસેથી લીધાં અને કોઈમ્બટુર સને ૧૭૯૯ માં ટિપુ મુઆ પછી લીધું. કર્ણાટકમાં મદ્રાસથી ઊતરતું મોટામાં મોટું શહેર ત્રિચિનોપોલિ કાવેરી નદીને કાંઠે છે. પહેલાં ત્રિચિનોપોલિ નગરી હિંદુ રાજ્યની રાજધાની હતી; અને કોંજેવરમ નગર ( કાંચી ) પણ હિંદુ રાજ્યની રાજધાની હતું. પરંતુ કર્ણાટકમાં સર્વથી પ્રખ્યાત હિંદુ રાજ્ય વિજય નગર હતું. બલ્લારી પાસે તુંગભદ્રાંના કાંઠાપર એ શહેરનાં તથા બીજાં મોટાં દેવળોનાં ખંડેરો હજુ જોવામાં આવે છે.

( ૩ ) મલબાર ( વૈનાદ અને દક્ષિણ કાનડા સહીત ) સને ૧૭૯૯ માં ટિપુ પાસેથી લીધું આ પ્રાંતોનું ક્ષેત્રફળ આશરે ૧,૪૦,૦૦૦ ચોરસ મૈલ છે, એમના વીશ કરતાં પણ વધારે જીલ્લા કરેલા છે. એ સિવાય મદ્રાસ સરકારના તાબા હેઠળ ૩૨,૦૦૦ ચોરસ મૈલ જમીન દેશી રાજ્યોની છે, તેમાં ૩૬,૭૩,૩૭૦ લોક વસે છે.

## દેશી રાજ્યો.

એ દેશી રાજ્યોમાં ત્રાવણકોર અને કોચીન મુખ્ય છે. આ બે

રાજ્યો ભરત ખંડના નૈર્ઋત્ય કોણમાં છે, મલબાર અને ત્રાવણકોર વચ્ચે કોચિન છે.

ત્રાવણકોર—એના ઉપર હિંદુ મહારાજાનો અમલ છે, તેની રાજ્ય ગાદી ત્રિવાનદ્રમ છે. કાંઠા ઉપર એ દેશની જમીન નીચી છે તેમાં ડાંગર અને સાબુ ચોખા* થાય છે, અને ઊંચા ઘાટના પ્રદેશમાં ઠામ ઠામ ફળ તથા તેજાનાની વાડીઓ છે. એમાં પર્વતો છે તેમાં ઘણાં જંગલો છે.

કોચિન—એ નાનું સંસ્થાન પહાડી છે, તે પર હિંદુરાજાનો અમલ છે. કોચિન અને ત્રાવણકોર તથા મલબાર કાંઠા પરના બીજા પ્રાંતોમાં ઘણાં લાંબા સરોવરો છે. પર્વતોમાંથી વહેતી નદીઓ વડે એ સરોવરો પાણીથી ભરાયલાં રહે છે, અને જમીનના સાંકડા ટુકડા વડે દરિઆથી તે જુદાં પડે છે. એમાંથી દરિયામાં પાણી જવાનો માર્ગ થોડો છે ઘણા મૈલ સુધી એ સરોવરમાં વહાણ ચાલે છે.

## મૈસુર અને કુર્ગ પ્રાંતો.

સને ૧૭૯૯ માં ટિપુ સુલતાનની હાર થઇ ત્યાર પછી એ રાજાના વંશની પુનઃસ્થાપન થઇ. પરંતુ કુર્ગ ઇંગ્રેજના તાબામાં છે, કેમકે ત્યાંનો લિંગાયત રાજા પોતાની રૈયત પર જુલમ કરતો તેથી તેને સને ૧૮૩૪ માં પદભ્રષ્ટ કર્યો.

મ્હૈસૂર—એ પ્રાંત કર્ણાટકનો ભાગ છે. એનું ક્ષેત્રફળ ૨૭,૦૦૦ ચોરસ મૈલ અને વસ્તી ૫૦,૫૦,૦૦૦ માણસની છે. એ પ્રાંત મુંબઇ ઇલાકાના ઉત્તર કાનડા અને ધારવાડ જીલ્લાની લગોલગ આવલો છે, નૈર્ઋત્ય કોણમાં કુર્ગ પ્રાંત વચમાં આવેલો છે. બાકીની સરહદ ઉપર મદ્રાસ ઇલાકો આવેલો છે. એ પ્રાંત પૂર્વ અને પશ્ચિમ ઘાટ વચ્ચે ઉચ્ચ પ્રદેશ છે, અને દક્ષિણે નીલગિરિ પર્વતથી ઘેરાયલો છે. ઉત્તરમાં તુંગભદ્રા નદીની પાસે હરિહર કસ્બો એ ઉચ્ચ પ્રદેશનો છેક નીચાણનો ભાગ છે. અને દરિયાથી પુણા જેટલું ઊંચું છે તેટલો એ કસ્બો પણ ઊંચો છે. ઊંચા દુર્ગ એટલે ડુંગરા વડે સર્વે ઠેકાણે એ પ્રદેશ ખંડિત થયલો છે. એ ડુંગરા કોઇ ઠેકાણે છૂટક છૂટક એકાંતે આવેલા છે ને કોઇ ઠેકાણે હારબંધ છે. એમાંના ઘણા પ્રખ્યાત પહાડનું

* સાબુ ચોખાને વાંશીઆ ચોખા પણ કહે છે. ગૂ૦ ટ્રા૦

નામ નંદીદુર્ગ છે, મ્હૈસૂરમાં મુખ્ય નદીઓ તુંગ અને ભદ્રા છે. પશ્ચિમ ઘાટમાં ઉત્પન્ન થઈ તેમનો સંગમ શિમોગા આગળ થાય છે. કાવેરી નદી પણ ઘાટમાં ઉત્પન્ન થાય છે. તેને મળનારી ઘણીક નદીઓનું પાણી ખેતી કરવામાં બહુ કામ આવે છે. પન્નાર, પલાર અને પનેર એ ત્રણ નદીઓ મ્હૈસૂરની પૂર્વમાં ઉત્પન્ન થાય છે. આગલા રાજાઓએ બંધાવેલાં તળાવો તથા જૂના દહેરાંનાં ખંડેરોને માટે મ્હૈસૂર પ્રાંત પ્રખ્યાત છે. હાલ મ્હૈસૂરની રાજધાની મ્હૈસૂર શહેર છે. બાર મૈલને છેટે શ્રીરંગાપટમ નામે હૈદર અને ટિપુની રાજધાની અને કિલ્લો છે, તે કાવેરી નદીમાંના ટાંપુ ઉપર બાંધેલો છે. મ્હૈસૂરની પૂર્વે બાંગલોર નામે મોટું શહેર છે, ત્યાં મુખ્ય કમિશનર રહે છે. એ પ્રાંતમાં મુખ્યત્વે કાનડી ભાષા બોલાય છે. એ પ્રાંતમાં નૈર્ઋત્ય અને ઇશાન કોણમાંથી વરસાદ પુષ્કળ વરસે છે, અને સર્વે જાતની પેદાશ સારી થાય છે. પશ્ચિમ ઘાટ પર જંગલો છે તેમાં, સાગ, સીસમ, અને સૂખડનાં ઝાડો ઊગે છે. એજ ભાગમાંથી સોપારી, નાળિએર, તેજાનો અને મેવો પરદેશ ખાતે પુષ્કળ ચડે છે. પરંતુ એ પ્રાંતની મુખ્ય પેદાશ ખૂન દાણાની છે. વળી ડાંગર, બીજી જાતનું ધાન્ય, અને ખાંડ પુષ્કળ થાય છે રેશમ અને રેશમી કાપડ પરદેશ ખાતે પુષ્કળ ચઢે છે.

**કુર્ગ**—એ પ્રાંત નાનો છે. તેનું ક્ષેત્રફળ ૧૫૮૩ ચોરસ મૈલ અને વસ્તી ૧,૮૭,૩૦૨ માણસની છે. તેમાંના ૨૬,૦૦૦ કુર્ગના અસલ વતની છે. તેઓ પોતાની જુદી ભાષા બોલે છે. બાકીના લોક હિંદુ અને મુસલમાન છે. તેઓ કાનડી ભાષા બોલે છે. એ પ્રાંત મ્હૈસૂરની નૈર્ઋત્ય કોણમાં છે એમાં જંગલો અને પર્વતો ઘણા છે. એની ત્રણ બાજૂએ પર્વતો અને ચોથી એટલે પૂર્વ બાજૂએ બહુ ઘાડું જંગલ છે. એ પ્રાંતમાં એલચી, સૂખડ, સાગ, તૃણ, વૃક્ષ, વગેરે ઝાડ પુષ્કળ ઊગે છે. જે ઠેકાણે જંગલમાંથી ઝાડ કાપી નાખ્યાં છે ત્યાં ખૂન પુષ્કળ થાય છે; અને નીચી ખીણોમા ડાંગર પાકે છે. જંગલનાં ઝાડ ઉપરાંત ઘાટના ઢાળ ઉપર વાંસ, જવાઈના બરૂ અને બીજા છોડ ઊગે છે. એનું મુખ્ય શહેર મર્કારા છે.

**મદ્રાસ ઇલાકામાં મુખ્ય પર્વતો પૂર્વ ઘાટ અને પશ્ચિમ ઘાટ છે. એ બંને નીલગિરિ પહાડમાં જોડાઈ ગયા છે.**

**મુખ્ય નદીઓ**—ગોદાવરી, कृष्णा, पनेर, पन्नार, पलार અને કાવેરી છે.

**મુખ્ય પ્રાંતો**—( १ ) उत्तर, सरकार, ( २ ) कर्णाटक, ( ३ ) मलबार.

**મુખ્ય શહેરો**—मद्रास, मच्छलीपटण, राजमंदरी, त्रिचिनोपोलि, कांजेवरम, अर्काट, વગેરે.

એ ઇલાકાના તાબાનાં મુખ્ય દેશી રાજ્યો त्रावणकोर અને कोचिन છે.

ગવર્નર જનરલના અધિકાર નીચે म्हैसूर, कुर्ग, हैदराबाद અને वराडनां દેશી સંસ્થાનો છે. તેમાંના પહેલાં બેનું વર્ણન ઉપર કર્યું છે, ને બીજાં બેનું હેઠળ લખીએ છીએ.

## हैदराबाद અને वराड.

हैदराबाद નો હાકેમ **નિઝામ** કહેવાય છે. એણે હાલ વરાડ પ્રાંત ઇંગ્રેજ સરકારને સોંપ્યો છે. એની મુખ્ય નદીઓ દક્ષિણના હેવાલમાં લખાઈ છે. એનાં મુખ્ય નગરો, हैदराबाद, औरंगाबाद, दौलताबाद, जाळना, बेदर, વગેરે છે.

સને ૧૮૫૩ માં નિઝામે વરાડ પ્રાંત ઇંગ્રેજને એવી શરતે આપ્યો કે તેના રાજ્યના રક્ષણ અર્થે ઇંગ્રેજી લશ્કર તે રાજ્યમાં રહે. વરાડ પ્રાંત આ સંસ્થાનોનો ઉત્તર ભાગ છે. ઉત્તરે અને ઇશાન કોણમાં મધ્ય પ્રાંતો; પૂર્વે અને દક્ષિણે મદ્રાસ ઇલાકો, અને પશ્ચિમે મુંબઇ ઇલાકાના ધારવાડ, કલાદગી, સોલાપુર, અહમદનગર, નાશક અને ખાનદેશ જિલ્લાઓની લગોલગ એ પ્રાંતો છે. વરાડ પ્રાંત બાદ કરતાં હૈદરાબાદ એટલે નિઝામના મુલકનું ક્ષેત્રફળ ૮૧,૮૦૭ ચોરસ મૈલ અને વસ્તી ૧,૦૪,૫૮,૯૩૦ માણસની છે.

મુખ્ય નદીઓ—ગોદાવરી મુંબઇ ઇલાકામાં નાશક પાસે ઉત્પન્ન થઇ વાયવ્ય કોણથી અગ્નિ કોણમાં વહે છે. દક્ષિણમાંથી આવેલી મંજીરા નદી એને મળે છે. પેનગંગા અને વરધા ગોદાવરીને મળનારી નદીઓ છે તે એ પ્રાંતની ઉત્તર સીમા છે. કૃષ્ણા અને તેને

મળનારી તુંગભદ્રા એની દક્ષિણ સીમા છે. ભીમા નદી પણ રૈચુરની ઉત્તરે કૃષ્ણાને મળે છે.

મુખ્ય શહેરો—હૈદરાબાદ એ નિઝામની રાજધાની કૃષ્ણાને મળનારી મુશી નદીના કાંઠાપર છે. એ શહેરની પાસે ગોળકોંડાના ખંડેરો છે. તે આગળના ગોળકોંડાના રાજ્યની રાજધાની હતી. પર્વતમાં કોતરી કાઢેલાં દહેરાંને માટે ઇલોરા પ્રખ્યાત છે. ઓરંગાબાદ, દૌલતાબાદ (દેવગડ) નો કિલ્લો; ઉત્તરમાં જાલના, ત્યાંના રેશમી કાપડ અને મજીરા નદી પર બેદર છે ત્યાંનાં સોના રૂપાની કારીગરીવાળાં પિત્તળનાં વાસણ વખણાય છે. ચાલુક્ય વંશના રાજાઓની રાજધાની કલ્યાણ નગર બેદરની પાસે હતું એવું ધારવામાં આવ્યું છે. હૈદરાબાદની પૂર્વે વારંગુલ છે તે તૈલંગણની રાજધાની હતી એવું કહેવાય છે. એ રાજ્યમાં મુખ્યત્વે ઉત્તરમાં મરાઠી, પૂર્વ અને દક્ષિણમાં તેલગૂ અને કાનડી ભાષા બોલાય છે. એ રાજ્યમાં ઘણાં તળાવો બાંધેલાં છે પાણી પાવાથી જમીનમાં પાક સારો થાય છે. વરધા નદીની પાસે ઈશાન કોણમાં કોયલા નીકળે છે. હૈદરાબાદથી ગુલબરગાની નજીક સુધી હાલમાં રેલવે બાંધી છે. એ સડક મુંબઈથી મદ્રાસ સુધી બાંધેલી રેલવેને ગુલબરગા આગળ મળે છે.

હૈદરાબાદના ઇંગ્રેજી રેસિડેંટના ઉપરીપણા નીચે એક અંગ્રેજી અધિકારી વરાડ પ્રાંત ઉપર અમલ કરે છે. એ પ્રાંતનું એકંદર ક્ષેત્રફળ ૧૭,૭૧૧ ચોરસ મૈલ, અને વસ્તી ૨૮,૯૬,૬૭૦ માણસની છે. તે મરાઠી ભાષા બોલે છે. એ પ્રાંતની ઉત્તરે તાપી નદી છે; એની અને મધ્ય પ્રાંતની સીમા ઉપર વરધા નદી છે, અને દક્ષિણે એની અને નિઝામના મુલકની સીમા ઉપર પેન ગંગા નદી છે. ઉત્તર ભણીના સાતપૂડા પર્વત અને દક્ષિણના અજાંટા તથા બીજા પર્વતોની વચગાળે પૂર્વ પશ્ચિમ આવેલો એ પહોળો રસાળ પ્રદેશ છે એ પ્રદેશનું અસલ નામ પેનઘાટ છે, અને ઉચ્ચ પ્રદેશ અને અજાંટા પર્વતોના ડુંગરોનું નામ બાળઘાટ છે. તાપીને મળનારી પૂર્ણા નદી તથા ઉત્તર દક્ષિણ ડુંગરોમાંથી પૂર્ણામાં વહેતા ઘણા વહેળાઓમાંથી એ પ્રદેશને પાણી પુરૂં પડે છે. એ પ્રદેશની ભૂમિ કાળી રસાળ છે અને રૂ તથા બીજો પાક સારો થાય છે. મુંબઈથી નાગપુર સુધીની રેલવે

એ પ્રદેશમાં થઇને જાય છે. એની બે શાખાઓમાંની એક ખામગામ અને બીજી ઉમરાવતી નામે શહેર સુધી છે. એ બંને શહેર રૂના વેપારનાં મથક છે. ઉત્તરે ઇલીચપુર, દક્ષિણે કરિંગા અને મધ્યે તથા રેલવે ઉપર અકોલા અને શીઆગામ એ મોટાં શહેરો છે. વરાડનું રૂ મુંબઈ આવે છે. ખેતીની નીપજ સિવાય પશ્ચિમમાં બુલદાના જિલ્લામાં લુણાર નામે ખારા પાણીનું સરોવર છે, અને પૂર્વમાં વુન જિલ્લામાં કોયલાની ખાણ છે.

## મધ્ય પ્રાંતો.

**એમની ઉત્તરે બુંદેલખંડ અને વાયવ્ય પ્રાંતો, પશ્ચિમે ભોપાળ, ઇંદોર, અને બીજાં દેશી રાજ્યો તથા ખાનદેશ, દક્ષિણે વરાડ, અને નિઝામનું રાજ્ય, અને પૂર્વે મદ્રાસ ઇલાકો અને બંગાળા પ્રાંત છે.**

મધ્ય પ્રાંતોનું ક્ષેત્રફળ ૧,૧૩,૨૭૯ ચોરસ માઇલ છે, તેમાંની ૮૪,૪૪૫ મૈલ ભૂમિ ઇંગ્રેજ સરકારની છે અને બાકીની પંદર ગોંડ તથા રજપુત ઠાકોરોને તાબે છે. એ ઠાકોરો મુખ્ય કમિશનરના તાબા હેઠળ છે. એમાં ૧,૦૭,૬૧,૬૩૦ માણસ વસે છે, તેમાંની ૨૦,૦૦,૦૦૦ કરતાં વધારે ગોંડ, ભીલ, કોળી અને બીજી ડુંગરોમાં વસનારી જાતિઓ છે. આખી વસ્તીમાંના ૧૦,૫૦,૦૦૦ લોક ઉપર કહેલાં પંદર સંસ્થાનોમાં રહે છે. મધ્ય પ્રાંતોનાં સર્વથી ઉત્તરનાં ભાગમાં સાગર અને દમોહ જિલ્લા છે. તેઓ વિંધ્ય પર્વતના ઉત્તર ઢાળ પર છે, તે માટે વાસ્તવિક રીતે તે હિંદુસ્તાન માંહેલા પ્રાચીન માળવાનો ભાગ છે. પરંતુ એ પ્રાંતોનો મોટામાં મોટો ભાગ દક્ષિણ એટલે વિંધ્યની દક્ષિણમાં છે, અને રામાયણમાં કહેલા ગોંડવાનાનો ઘણો ખરો ભાગ એમાં આવેલો છે. દક્ષિણમાં અને સાગર તથા દમોહ જિલ્લાઓમાં નર્મદા નદીની ફળદ્રુપ ખીણ છે. એ ખાણ આશરે ૩૦ મૈલ પહોળી છે, અને વિંધ્ય તથા સાતપૂડા પર્વતની વચ્ચે પૂર્વ પશ્ચિમ આવેલી છે. એ ખીણમાં જબલપુર*, નરસિંહપુર, હોશંગા-

* જબલપુર આગળ પ્રસિદ્ધ આરસના ડુંગરો છે તેમાંથી નર્મદા નદી વહે છે. એ શહેરમાં ફાંસીઆ. ઠગ લોકને પકડી આણી કુટુંબ સહિત રાખ્યા છે તેઓ ફને ઉદ્યમ કરાવે છે. ગુ. ટૂં.

પ્રાંતો તથા નેમારનો થોડો મુલક છે. નેમારનો બાકીનો ભાગ તાપીને કાંઠે આવેલો છે નર્મદાની ખીણની દક્ષિણે સાતપૂડા પર્વત છે. પૂર્વ છેડે સાતપૂડા પર્વતની પહોળાઇ ૧૦૦ મૈલ છે. એ પર્વત ઉત્તરમાં અમરકંટનાં ઊંચાણની પવિત્ર ભૂમિથી તે દક્ષિણમાં બાલા-ઘાટ સુધી પ્રસરેલા છે. અમરકંટક આગળ નર્મદાનું મૂળ છે, પરંતુ પશ્ચિમમાં એ પર્વતો વધારે સાંકડા થતા જાય છે. સાતપૂડાની બેઉ બાજૂએ શાખાઓ ઘણી છે, જેવાકે મહાદેવ અને પંચમરી ડુંગરા અને નર્મદાની ભણી અને વરાડની સીમા ઉપર ચીકલડા ડુંગરા, મંડળા બાલઘાટ, સ્કોની, કોહિન્દવાડા તથા બૈથુલ જિલ્લાઓ સાત-પૂડાના લાંબા ઢાળ અને વિશાળ ઊંચા પ્રદેશના બનેલા છે. બૈથુલ પ્રાંતના ડુંગરોમાં તાપી નદીનું મૂળ છે. એ નદી નર્મદાની દક્ષિણે વહે છે. જે સ્થળે સાતપૂડા પર્વત મધ્ય પ્રાંતમાં થઇ ખાનદેશ સુધી ગયલા છે તે સ્થળ આગળ અશીરગઢનો પ્રખ્યાત ડુંગરી કિલ્લો છે તેને મુગલાઇ રાજ્યમાં 'દક્ષિણની ભાગોળ' કહેતા. અશી-રગઢ આગળ સાતપૂડા પર્વત નીચા છે અને મુંબઇથી અલાહાબાદ તથા કલકત્તા સુધીની રેલવે તેમને ઓળંગે છે. સાતપૂડા પર્વતની દક્ષિણે વર્ધા અને વેન ગંગાની ખીણોથી થયલું નાગપુરનું મોટું મેદાન છે તેમાં નાગપુર, વર્ધા ભંડારા, અને ચંદા જિલ્લાઓ આવેલા છે. વર્ધા અને વેન ગંગા નદીઓ સાતપૂડા પર્વતમાંથી વહે છે અને વર્ધા નદી મધ્યપ્રાંતની સીમા ઉપર છે તેની પેલી મેર વરાડ અને નિઝામનું રાજ્ય છે. વેન ગંગા નદી ચંદાની દક્ષિણે વર્ધાને મળે છે અને પ્રાણહિતા નામે એ બે નદીઓનું એકઠું થએલું જળ થોડેક દૂર થઇ સિરોંચા સમીપ ગોદાવરીમાં મળે છે. નાગપુરના પ્રદેશની પૂર્વે સાતપૂડામાંથી નીકળેલા ડુંગરો વડે એનાથી જુદો પડેલો છત્તીસ ગઢ (એના છત્રીશ વિભાગ છે) નામે પ્રાંત છે તેના રાયપુર અને વિલા-સપુર એવા બે જિલ્હા કર્યાં છે. છત્તીશગઢ પ્રાંત મહાનદીની ખીણનો ભાગ છે, અને બસ્તરના વચલા ભાગમાં જે પહાડ છે તેમાંથી એ નદી નીકળે છે. એ દક્ષિણ ભણીનો મુલક વગડાઉ અને દેશી રાજાના તાબામાં છે. છત્તીસગઢ પ્રાંતની પૂર્વે સંબલપુર મુલક છે. સાતપૂડામાંથી નીક-ળેલા કેટલાક ફાંટાઓ એ બેની વચ્ચે છે. બંગાળા ઇલાકાનો છોટા

નાગપુર પ્રાંત એની ઉત્તરે છે. મહાનદી છત્તીસ ગઢ પ્રાંતમાં થઇને સંબલપુરમાં વહે છે, અને ત્યાંથી બંગાળા ઇલાકાના ઓઢીઆ પ્રાંતમાં પેસે છે. સંબલપુરની પૂર્વે, પશ્ચિમે, અને દક્ષિણે ઉપર કહેલાં પંદરમાંનાં ઘણાં ખરાં રાજ્યો છે. તેમાંનું એક રાજ્ય બસ્તર છે. તે અને બીજાં જંગલી હાલતમાં છે, તથા ડુંગરા અને વનથી ભરેલાં છે. પરંતુ એમના વિષે જાણવામાં થોડું આવેલું છે. મદ્રાસ ઇલાકામાં પેઠા પહેલાં ગોદાવરીના કાંઠા પર બસ્તરની દક્ષિણે સારી ભૂમિનો સાંકડો કડકો છે.

એ પ્રમાણે મધ્ય પ્રાંતમાં ઉત્તરથી તે દક્ષીણ અને અગ્નિકોણ ભણી પ્રથમ સાગર અને દમોહનો ઊંચો મુલક છે; પછી નર્મદાનો પ્રદેશ; વળી સાતપૂડાનો ઊંચો મુલક; ત્યાર પછી નાગપુર, છત્તીસ ગઢ, અને સંબલપુરના વધારે વિસ્તીર્ણ પ્રદેશ, અને છેલ્લે મદ્રાસ ઇલાકાની તથા નિઝામના રાજ્યની સરહદ ઉપર ગોદાવરી વહે છે. ત્યાં ડુંગરા અને જંગલ છે.

સાતપૂડાના ઢાળમાં અને તેમની પૂર્વે અને દક્ષિણે મધ્ય પ્રાંતના બીજા ઘણા ભાગોમાં જંગલ છે; એમાંનાં કોઈકોઈ વનોમાં સાગ, શાલ, મહુડાં, અને બીજાં ઉપયોગી ઝાડો ઊગે છે. પરંતુ વરાડ જેવા ખેડાયલા મુલકમાં ઘણા મૈલ સુધી ભાગ્યે ઝાડ જોવામાં આવે છે. સાતપૂડા પર્વત ઉપર અને તેની ઉત્તરે ઊંચી જાતના ઘઉં અને બાજરી થાય છે. વિશેષે કરીને નર્મદાની ખીણ ઘઉં તથા રૂ, શેરડી અને બીજા પાકને માટે પ્રખ્યાત છે. પરંતુ વર્ધા નદીને કાંઠે આવેલા પ્રદેશોમાં સૌથી સરસ રૂ થાય છે. હિંગણઘાટ શહેરમાં એ રૂનો વેપાર ચાલે છે, તે પરથી એને હિંગણઘાટનું રૂ કહે છે. વર્ધાના પ્રદેશમાં ઘઉં અને જુવાર પણ પાકે છે સાતપૂડાની દક્ષિણે અને પૂર્વે નાગપૂર છત્તીસ ગઢ, અને સંબલપુર પ્રાંતોમાં મુખ્ય પાક ચોખા છે, પરંતુ સાતપૂડાની સમીપ છત્તીસ ગઢની ઊંચી ભૂમીમાં ઘઉં થાય છે. દરેક સ્થળે થોડો થોડો તમાકુ પણ થાય છે. વળી સાતપૂડા પર્વત ઉપર થોડું અફીણ અને તેની દક્ષિણના પ્રદેશમાં તલ, દીવેલી વગેરે થાય છે. મધ્ય પ્રાંતમાં કેટલીક કોયલાની અને લોઢાની ખાણો છે તેમાંથી

ઘણી જ અગત્યની ચંદાની સમીપ છે એ પ્રાંતમાં વળી બે રેલવેની સડકો છે એક મુંબઈથી નીકળી અશીર ગઢ તથા જબલપુર થઈ નર્મદાના પ્રદેશમાં થઈને અલાહબાદ અને કલકત્તા સુધી જાય છે, અને વરાડની સડક ભુસાવળથી છેક નાગપુર સુધી જાય છે. વળી અશીર ગઢની ઉત્તરે ખંડવાથી ઇંદોર સુધી બીજી સડક બંધાઈ છે. એ પ્રાંતોનો ઘણો ખરો વેપાર મુંબઈ જોડે છે. રૂ, અનાજ તલ, દીવેલી વગેરે, દેશી કાપડ, ચામડાં, ઘી, ને તેલને બદલે મુંબઈથી મીઠું, અંગ્રેજી કાપડ, લોઢાનો સામાન, નાળિએર, વગેરે એ દેશમાં આવે છે. ખાંડ, તમાકુ, ઢોરને ઘેટામાં બદલામાં એ પ્રાંતોમાંથી ભરત ખંડના બીજા ભાગોમાં ધાતુ, લાખ, રંગ, વગેરે મોકલવામાં આવેછે. એ પ્રાંતોમાં સઘળા લોકો વણવાનો ધંધો કરે છે; પરંતુ તેમને કંઈ વખાણવા જોગ કસબ આવડતો નથી. માત્ર બરાનપુરનો કસબી વણાટ અને નાગપુર તથા ભંડારાનું ભરત કામ અને ધોતીજોડા વખણાય છે.

મધ્ય પ્રાંતોની રાજધાની નાગપુર છે તેની સમીપ સિતાબલદીનો ડુંગરી કિલ્લો છે. નાગપુરથી ૧૨ મૈલને અંતરે કામ્પટી છે. તેમાં લશ્કરની છાવણી છે. ઉત્તરમાં સાગર અને જબલપુર, પૂર્વમાં રાયપુર, ( છત્તીસ ગઢમાં ) અને દક્ષિણે ચંદા એ મોટાં શહેરો છે. પહેલાં ચંદા એ ગોંડ રાજ્યની રાજધાની હતી. અશીર ગઢની સમીપ બરાનપુર નામે પ્રખ્યાત મુસલમાની શહેર છે.

ગોંડ લોકને પોતાની જુદી ભાષા છે; પરંતુ હિંદુઓએ એટલે આર્યોએ વશી તેમને ધીમે ધીમે ડુંગરા અને જંગલોમાં કહાડી મૂક્યા તેથી કરીને મધ્ય પ્રાંતોમાં હાલમાં મુખ્ય ભાષા હિંદી છે. વિંધ્ય છત્તીસગઢમાં હિંદીને મળતી બોલીઓ બોલાય છે. નૈઋત્ય કોણમાં વરાડ, પ્રાંતની સરહદથી તે નાગપુર અને ચંદા સુધી મરાઠી ભાષા બોલાય છે. ચંદાની દક્ષિણે તથા ગોદાવરીના પ્રદેશમાં તૈલંગણનો જૂનો વિભાગ છે તેમાં તેલુગૂ કે તૈલંગી ભાષા બોલાય છે. છેલ્લે સંબલપુરમાં અને છોટા નાગપુર તથા ઓઢીઆની સમીપ એ પ્રાંતમાં

ઇશાન કોણમાં ઉર્યા ભાષા બોલાય છે. અસલના વખતમાં ગોંડ રાજાઓ મુગલ પાદશાહથી ઘણું કરીને સ્વતંત્ર હતા અને સને ૧૭૩૭ માં રાઘોજી ભોંસલેની સરદારી નીચે મરાઠા આવ્યા ત્યાં સુધી જીતાયલા નહોતા. પ્રથમ ભોંસલાનું રાજ્ય સારૂં હતું, પરંતુ ધીમે ધીમે દેશપર નઠારો અમલ થયો અને પીંઢારાઓ લૂટવા લાગ્યા. સને ૧૮૦૩ માં નાગપુરનો ભોંસલા રાજા ઇંગ્રેજ સામે લડવામાં હાર્યો. તેથી તેણે તેમને કટક ( બંગાળામાં ), સંબલપુર, અને વરાડ પ્રાંત આપી દીધા, અને સને ૧૮૧૮ માં તેણે ફરી લડાઈ કરી તે વખતે સાગર અને નર્મદાના પ્રદેશો આપ્યા. સને ૧૮૫૩ માં છેલ્લા રાજાના મરણ પછી બાકીનો મુલક અંગ્રેજને હાથ આવ્યો. દરિયાથી દૂર હોવાને લીધે મુંબઇ કરતાં મધ્ય પ્રાંતોમાં તાપ વધારે પડે છે, પરંતુ સાતપૂડાના ડુંગરો ઉપર ઓછો છે. વરસાદ મસ વરસે છે અને આપણા દેશની પેઠે ત્યાં પણ નૈઋત્ય કોણમાંથી વરસે છે.

## मध्यहिंद एजन्सि.

એ એજન્સિના બે મોટા ભાગ છે; એક ભાગમાં ग्वालियरनुं राज्य ને प्राचीन माळवानो घणो खरो भाग છે અને બીજીમાં बुंदेलखंड मांहेलां देशी राज्यो અને रेवानुं मोटुं राज्य છે. આ બે ભાગોની વચ્ચે વાયવ્ય પ્રાંતોની એક સાંકડી પટી આવેલી છે. મધ્ય પ્રાંતોનો સૌથી ઉત્તરનો સાગર મુલક છે તેને એ પટી મળે છે.

### ૧. ग्वालियर અને माळवा.

ગ્વાલિયરનું રાજ્ય અને માળવા ઉત્તરે વાયવ્ય પ્રાંતોની અને પશ્ચિમે રજપૂત સંસ્થાનોની અને મુંબઇ ઇલાકાની લગોલગ છે. દક્ષિણે એમની અને ખાનદેશની વચ્ચે સાતપુડા પર્વત છે. અને તેમની અને મધ્ય પ્રાંતોની વચ્ચે નર્મદા નદી છે, નર્મદાની ખીણની ઉત્તરના પ્રદેશમાં વિંધ્ય પર્વત આવેલો છે, અને વિંધ્યથી વાયવ્ય પ્રાંતોમાં જમના નદીની ખીણ સુધી જમીનનો ઢાળ છે. એ ભાગમાં ચંબલ, સિંધુ અને બેટવા નદીઓ છે; અને તેમની શાખાઓએ દેશોમાં થઇ જમનાને મળે છે. દેશ રસાળ છે, તો પણ અહીં તહીં

ધાડાં જંગલો છે. દક્ષિણે સાતપૂડા અને નેમાર તરફ હોલકરનાં તાબાના પહાડી પ્રદેશોમાં પીંઢારા અને ભીલ લોકો આગલા વખતમાં બહુ ઉપદ્રવ કરતા, તો પણ હાલમાં રાજ્યવ્યવસ્થા સારી છે. જુદી જુદી જાતિના રાજાઓના તાબામાં એ મુલક છે. સિંધિઆ, હોલકર, અને ભોપાળ એ ત્રણ મોટાં રાજ્યો છે. એ રાજ્યનો મુલક સેળભેળ થઇ ગયલો છે, પરંતુ ઉત્તરનો ભાગ અથવા ગ્વાલિયરનો મુલક સિંધિઆ અને તેના મોકાસદારોને તાબે છે; વળી દક્ષિણના ભાગમાં અથવા માળવામાં સિંધિઆના રાજ્યનો કેટલોક ભાગ, હોલકર અને ભોપાળનાં વિસ્તારવાળાં રાજ્યો, એ ત્રણ મોટાં રાજ્યોના કેટલાક મોકાસદાર, અને દેવાસ, ધાર, રતલામ, ઝાવરા, ઝાબવા, અલ્લીરાયપુર વગેરે એમનાથી સ્વતંત્ર રાજાઓનાં ઘણાં રાજ્યો છે. સિંધિઆ અને હોલકર પેશ્વાના સરદારોના વંશના મરાઠા છે; ભોપાળની બેગમ મુસલમાની છે. સને ૧૮૦૪ થી સિંધિઆની રાજધાની ગ્વાલિયરમાં છે. એ કિલ્લાની તળેટીએ જૂનું શહેર છે. એની પાસે લશ્કર નામે નવું શહેર વસ્યું છે. ગ્વાલિયર પાસે મોરાર નામે ઈંગ્રેજી શહેર છે. ભોપાળની બેગમની રાજધાની ભોપાળ નગર દક્ષિણમાં છે. અને હોલકરની રાજધાની ઈંદોર પણ દક્ષિણમાં છે. ઈંદોરની દક્ષિણે ૧૨ મૈલને અંતરે મ્હો નામે ઈંગ્રેજી છાવણી છે તેમાં મુંબઈ ઇલાકાના લશ્કરનો કેટલોક ભાગ રહે છે. હોલકરના રાજ્યમાં ઈંદોરની ઉત્તરે ઉજ્જણ નગરી પ્રાચીન માળવાની પ્રસિદ્ધ રાજધાની છે. માળવામાં ઘઉં અને તમાકુ સરસ થાય છે. ત્યાં અફીણ થાય છે તેનો ઘણો ભાગ મુંબઈ આવે છે. શેરડી, રૂ, અને જુદી જુદી જાતનું ધાન્ય પુષ્કળ પાકે છે. મધ્ય પ્રાંતમાં ખંડવાથી ઈંદોર સુધી રેલવે બાંધી છે. અને ઉત્તરે નીમચ સુધી એ સડક વધારી છે. નીમચ શહેરમાં ઈંગ્રેજી લશ્કર રહે છે. આગ્રાથી ગ્વાલિયર સુધી બીજી સડક બંધાઈ છે.

### ૨. બુંદેલખંડ અને રેવા.

એ એજન્સિના બીજા ભાગમાં બુદેલખંડ માંહેલાં દેશી રાજ્યો અને વાઘેલા રજપૂત રાજાઓનું રેવા સંસ્થાન છે. એની આસપાસ વાયવ્ય પ્રાંતો, બંગાળા પ્રાંત, અને મધ્ય પ્રાંતો આવેલા છે. બુંદેલખંડમાં મુખ્ય સંસ્થાનો બેટવા નદી પાસે અર્ચા અથવા તેહરી અને

પન્ના, હીરા અને બીજા અમૂલ્ય ખનિજોને માટે પ્રખ્યાત છે. દક્ષિણમાં હૈદરાબાદ પાસે ગોલકોંડાની જૂની રાજધાનીમાં પન્ના શહેરના હીરા વેચાતા. રેવાનું વિસ્તીર્ણ રાજ્ય બુંદેલ ખંડની પૂર્વે છે. તેની વચ્ચોવચ્ચ થઇને કૈમોર ડુંગરા જાય છે. એ ડુંગરો વિંધ્ય પર્વતની શાખા છે. એ ડુંગરોની દક્ષિણે ગંગા નદીને મળનારી શોણ નદી વહે છે. દક્ષિણમાં નર્મદા નદી અમરકંટકના ઊંચા પ્રદેશમાંથી ઉતરી રેવાના થોડાક ભાગમાં થઈ વહે છે. બુંદેલ ખંડ અને રેવા પહાડી છે અને તેમાં દક્ષિણે મોટા જંગલો છે, પરંતુ જે જગ્યા એ પાણી છે તે જગ્યા રસાળ છે. જબલપુરથી અલાહાબાદ સુધીની રેલવે એમાં થઇને જાય છે એ એજન્સિનું ક્ષેત્રફળ ૭૫,૦૭૯ ચોરસ મૈલ અને વસ્તી ૧,૦૧,૩૯,૫૭૦ માણસની છે

ગ્વાલિયર, ઇંદોર, ભોપાળ અને રેવા એ ચાર મોટાં સંસ્થાન સિવાય બીજા દરજ્જાનાં ૨૩ સંસ્થાનો અને તેથી પણ નાનાં ૪૪ સંસ્થાનો છે. એ સંસ્થાન પર દેખરેખ રાખવા માટે ઇંદોરમાં ગવર્નર જનરલનો એજંટ રહે છે અને મોટાં સંસ્થાનોમાં આસિસ્ટંટ એજંટો રહે છે.

## रजपूत संस्थानो.

એ મોટો ચોરસ મુલક છે. એની ઉત્તરે સતલજ, દક્ષિણે ગુજરાત, પશ્ચિમે સિંધ, અને પૂર્વે આગ્રા, ગ્વાલિયર અને ઇંદોર સંસ્થાનો છે. એમાં ૧૮ દેશી સંસ્થાનો છે. તેઓ અજમેર અને મહેરવાડાના નાના અંગ્રેજી મુલકની આસપાસ જથાબંધ છે. એ દેશી સંસ્થાનો નીચે પ્રમાણે છેઃ—

### रजपूत संस्थानो.

| | |
|---|---|
| १ मेवाड ( અથવા ઉદેપુર ). | ७ किरोली. |
| २ मारवाड ( અથવા જોધપુર ). | ८ किशनगढ. |
| ३ जेपुर. | ९ जेसलमेर. |
| ४ बुंदी. | १० अलवड. |
| ५ बिकानेर. | ११ शिरोही. |
| ६ कोटा, | १२ डुंगरपुर. |

૧૩ બાંસવાડા. ૧૫ ઝાલવાડા.
૧૪ પ્રતાપગઢ.

જાટ સંસ્થાનો.

૧૬ ભરતપૂર. ૧૭ ધોળપુર.

મુસલમાની સંસ્થાન.

૧૮ ટોંક.

એ અઢાર સંસ્થાનોનું ક્ષેત્રફળ ૧,૨૯,૭૫૦ ચોરસ મૈલ અને વસ્તી ૧,૨૦,૮૯,૩૩૦ છે. ગવર્નર જનરલનો એજંટ એ સર્વે પર દેખરેખ રાખે છે. તે શિરોહીમાં આબુ પર્વત પર રહે છે. હિંદુ લોકો એ પર્વતને પવિત્ર ધામ માને છે. હાલમાં એ પર્વત સુધી રેલવે બંધાઈ છે. મુંબાઈ ઇલાકામાં પાલણપુર એજન્સિની સરહદ સમીપ અરવલી પર્વતના નૈર્ઋત્ય કોણમાં એ પર્વત છે. અરવલી પર્વત રજપૂત સંસ્થાનોના બે ભાગ કરે છે, ૩/૫ ભાગ એ પર્વતની વાયવ્ય કોણમાં છે. અને ૨/૫ ભાગ અગ્નિ કોણમાં છે. એ પર્વતના પશ્ચિમ ભાગમાં જાણવા લાયક નદી માત્ર લૂણી છે, તે મારવાડ (અથવા જોધપુર) ના થોડાક ભાગમાં વહી કચ્છના રણમાં પડે છે મારવાડનો થોડોક ભાગ જેસલમેર, બિકાનેર અને શીકાવતીના સઘળા ભાગ સુદ્ધાં લૂણીની પશ્ચિમનો બધો પ્રદેશ વિશાળ રેતીનું અર્દ્ધ રણ છે. એના એક ભાગને થર અથવા મોટું રણ કહે છે. એમાં કોઈ સ્થળે ખેતી થાય છે પાણી વહી જવાને બદલે રેતીવાળી જમીનમાં સમાઈ જાય છે, તેથી થોડા વરસાદથી કામ સરે છે. જ્યારે વરસાદ વરસે છે ત્યારે લોકો ઊંટ વતી રેતીના ટેકરા ખેડે છે, અને બી જમીનમાં છેક ઊંડાં રોપે છે; રણમ ઘાસ મસ ઉગે છે તે ખાઈને પુષ્કળ ઢોર, ઊંટ ને મેંઢા ઉછરે છે. મારવાડ અને બિકાનેર, એ પશુને માટે પ્રખ્યાત છે. વળી એ રણમાં જંગલી ગધેડાં અને બીજાં વિચિત્ર પ્રાણીઓ તથા જંગલી જનાવરો ઘણાં વસે છે. પાળેલાં ઢોરોથી લોકોને ઘણું દ્રવ્ય મળે છે. એ દેશમાં વાર્ષિક મેળા ભરાય છે, ત્યારે મારવાડી બળદોની કિંમત બહુ ઉપજે છે મુંબાઈ અને બીજે ઠેકાણે ઘેટાં મોકલવામાં આવે છે ભરતખંડમાં મારવાડનાં ઊંટ ઘણાંજ સહનશીળ અને વિકાનેરની સાંઢણીઓ ઘણી જ ઉતાવળી ચાલનારી કહેવાય છે મારવાડી લોકોને વેપાર બહુ પ્રિય છે. ઘણા મારવાડી મુંબાઈ આવી દ્રવ્ય એકઠું કરીને

સ્વદેશ પાછા જાય છે. અરવલી પર્વતની પશ્ચિમનાં સંસ્થાનોની ભૂમિ રસાળ છે, પણ મેવાડ (અથવા ઉદેપુર) થી શરૂ થઈ આગ્રા તરફ જે ઉચ્ચ પ્રદેશનો ઢાળ છે તે ઉપર, અને ડુંગરમાં જે બીજાં સંસ્થાનો છે તેની ભૂમિ વધારે રસાળ છે. આ ભાગમાંથી દક્ષિણે ગુજરાતમાં સાબરમતી અને મહી નદીઓ વહે છે, તે સિવાય ઉત્તરમાં બીજી નદીઓ છે. એમાંની બનાસ ચંબલને મળે છે, અને ચંબલ જમનાને મળે છે. એ નદીઓથી ઘણે દુર લોકો ઊંડા કૂવા ખોદી તેના પાણી વડે અનાજ, શેરડી, તમાકુ અને અફીણ વાવે છે. અરવલી પર્વતની પશ્ચિમ દિશા કરતાં પૂર્વમાં વધારે વરસાદ વરસે છે, અને તે વધારે નિયમિત છે. પૂર્વમાં ઘણો ખરો વરસાદ ઈશાન કોણમાંથી અને પશ્ચિમમાં નૈૠત્ય કોણમાંથી આવે છે. થોડા વખત પર મારવાડમાં વરસાદ નહિ વરસ્યાથી મોટો દુકાળ પડયો હતો તેથી ઘણા લોકો મરી ગયા અથવા પોતાનાં ઘરબાર છોડી પરદેશ જતા રહ્યા. અજમેરની દક્ષિણે નશીરાબાદની છાવણીમાં મુંબઇના લશ્કરનો કંઈક ભાગ રહે છે. અજમેરની ઉત્તરે ખારા પાણીનું સાંબર નામે સરોવર છે. અજમેરથી થોડે છેટે બ્રાહ્મણ ધર્મનું પુષ્કરજી (પોકરજી) નામે મોટું તીર્થ છે, ને તેમાં બ્રહ્માનું દહેરૂં છે. ઉત્તરે અજમેર અને સાંબર સરોવરથી તે દિલ્લી સુધી અને પશ્ચિમે આગ્રા સુધી અંગ્રેજ સરકારે હાલમાં સડક બાંધી છે.

સૌથી પ્રખ્યાત અધિપતિ ઉદેપુર (મેવાડ) ના મહારાણા છે તે ભરત ખંડમાં સૌથી પ્રાચીન કુળના કહેવાય છે. ભરતપુરની જમીન સર્વેથી રસાળ છે, પરંતુ જેપુરમાં મુલ્યવાન ખાણો છે, અને ત્યાંથી બીજાં સંસ્થાનોમાં સોનું, રૂપુ રત્નો, તાંબું, વગેરે મોકલવામાં આવે છે. અરવલી પર્વતની પૂર્વે લોકો ઊનનો તથા સૂતરાઉ માલ બનાવે છે, હાથી દાંતની કોતરણી કરે છે, અને ધાતુના પાત્ર બનાવે છે, તથા ઘણા વરસ લગી ઘસાઈ ન જાય એવી કલાઈ ચઢાવે છે. દક્ષિણે શિરોહીમાં, તરવારનાં પાનાં સારાં બને છે. મારવાડમાં આરસ અને ઇમારતી પથરા જડે છે.

## પંજાબ પ્રાંત.

એ પ્રાંત ( દેશી રાજ્યો સહિત ) ની તથા પૂર્વ તાર્તરી અને ચીનાઈ તિબેટની વચ્ચે કારાકોરમ પર્વત છે. એ પર્વતની દક્ષિણે સિંધુ નદીનો ઉપલો માર્ગ છે. એ નદી ચીનાઈ તિબેટમાં ઉત્પન્ન થાય છે. સિંધુ નદીના ઉપલા માર્ગની દક્ષિણે હિમાલય પર્વતની હાર છે, તેમાં ઉચ્ચ પ્રદેશો અને વિશાળ ખીણો છે. હિમાલયની દક્ષિણે જમના અને સતલજની વચ્ચે શિવાલિક નામે નીચા ડુંગરો છે, અને જેલમ તથા સિંધુની વચ્ચે મીઠાના ડુંગરા છે. એ પ્રાંતની મોટી નદીઓ એ પર્વતોમાંથી ઉત્પન્ન થઈ દક્ષિણમાં વહે છે. દોઆબનો રસાળ મુલક એ નદીઓથી બનેલો છે. એ નદીઓમાં મોટામાં મોટી સિંધુ છે. તે હિમાલય અને હિંદુકુશની વચ્ચે થઈને દક્ષિણમાં વહે છે, અને અફગાનિસ્તાનના સુલેમાન પર્વતની થડમાં વહે છે, અટક ઉતરવાનો પાર છે તેની અને કાલા બાધની વચ્ચેના સ્થળથી તે કરાંચી સુધી સિંધુ નદીમાં આગબોટો ચાલી શકે છે. પૂર્વમાં પંજાબ ને વાયવ્ય પ્રાંતોની વચ્ચે જમના નદી વહે છે. સિંધુ અને જમનાની વચ્ચે જેલમ, ચીનાબ, રાવી, બીઆસ, અને સતલજ એ પાંચ નદીઓ છે, તે પરથી એ પ્રાંતનું નામ પંજાબ પડયું છે. જેલમ, અને રાવી, ચીનાબને મળે છે, બીઆસ તથા ચીનાબ સતલજને મળે છે. સતલજનો સંગમ મિથનકોટ આગળ સિંધુ જોડે થાય છે. પંજાબની દક્ષિણમાં વરસાદ થોડો વરસે છે તેથી નહેરો ખોદીને એ નદીઓનું પાણી જુદાં જુદાં સ્થળોમાં લેવામાં આવે છે. એ પ્રાંતનાં મુખ્ય શહેરો लाहोर, अमृतसर, मुलतान, जालंधर, अंबाला, फिरोजपुर, लुदीयाणा, काश्मीर વગેરે છે.

આ પ્રાંતની મોટી નદીઓ વડે પ્રદેશો થયલા છે તેમને જુદાં જુદાં નામ આપ્યાં છે. સુલેમાન પર્વત અને સિંધુ વચ્ચેના સાંકડા પ્રદેશને **દેરાજાત** (દામમ કે સરહદની ભૂમિ) કહે છે. સિંધુ અને જેલમની વચ્ચેના પ્રદેશને **સિંધ સાગર દોઆબ;** જેલમ અને ચીનાબની વચ્ચેના પ્રદેશને **જેચ કે ચેજ દોઆબ;** ચીનાબ અને રાવીની વચ્ચેના પ્રદેશને **રેચના દોઆબ;** રાવી અને બીઆસ વચ્ચેના પ્રદેશને **બારી દોઆબ;** તથા બીઆસ અને સતલજની વચ્ચેના પ્રદેશને **જાલંધર દોઆબ** કહે છે. વાસ્તવિક રીતે સતલજ અને જમના વચ્ચેનો પ્રદેશ પંજાબનો ભાગ ન ગણાય, કેમકે તેમાં સરહિંદ (હિંદુસ્તાનનો ઉત્તર ભાગ) તથા દિલ્લી પ્રાંત આવેલો છે. આ સર્વ પ્રદેશોમાં જાલંધર દોઆબ સૌથી રસાળ છે, અને બારી દોઆબ વધારે અગત્યનો છે. કેમકે તેમાં લાહોર, અમૃતસર, અને મુલતાન એ ત્રણે શીખ લોકનાં શહેરો છે. એ દોઆબના મધ્ય ભાગ ઘણું કરીને ઊંચા છે, અને તેમાં ઝાડીઓ છે. સિંધ સાગર દોઆબના મધ્ય ભાગમાં માત્ર તરંગાકાર રેતીનું રણ છે. પંજાબનો જે ભાગ ઇંગ્રેજને તાબે છે તેનું ક્ષેત્રફળ ૧,૧૧,૦૧૬ ચોરસ મૈલ છે, અને તેમાં ૨,૦૮,૦૩,૦૯૦ માણસની વસ્તી છે. એમાંના ૧૫,૦૦,૦૦૦ શીખ છે. એ લોક ચારસેં વરસ પહેલાં થઇ ગયલા નાનક નામે નવો પંથ કહાડનારના શિષ્યો છે. શીખ લોકની વસ્તી લાહોર, અમૃતસર, જાલંધર, અંબાલા, અને ફિરોજપુરમાં વધારે છે. અંગ્રેજી મુલકમાં ૧૫,૦૮,૦૦૦ શીખ લોક વસે છે. તે ઉપરાંત પાંચ શીખ સંસ્થાનોમાં પણ તેમની વસ્તી છે. પંજાબનો જે ભાગ અંગ્રેજને તાબે છે તેના નીચે લખેલા ચાર રાજકીય ભાગ કરેલા છેઃ—

(૧) દિલ્લી જિલ્લો અને દિલ્લી શહેર—જમના નદીના પશ્ચિમ કાંઠા પર છે. એ જિલ્લામાં અને દિલ્લી શહેરની ઉત્તરે પાણિપતનું પ્રસિદ્ધ રણક્ષેત્ર છે.

(૨) સિમલાનો પહાડી મુલક—એ મુલક સને ૧૮૧૪–૧૬ના ગુરખા વિગ્રહ પછી લીધો હતો.

(૩) સને ૧૮૪૫-૪૬ માં પ્રથમ શીખ સાથે વિગ્રહ થયા પછી લીધેલો મુલક, સતલજની દક્ષિણ અને પૂર્વ તરફનો મુલક, અને

સતલજ અને બીઆસ વચ્ચેનો રસાળ મુલક જાલંધર દોઆબ, અને કાંગરાનો પહાડી મુલક—સતલજની દક્ષિણ અને પૂર્વ તરફના મુલકમાં લુદીઆણા, ફિરોજપુર, અને અંબાલા નામે મોટાં શહેરો વાળો જૂના સરહિંદ પ્રાંતોનો ભાગ આવેલો છે. શીખ લોકનું મૂળ સ્થાન એ હતું. સતલજની દક્ષિણે અને પૂર્વે સરહિંદનો બાકીનો મુલક શીખ સરદારોના તાબામાં છે.

( ૪ ) બીઆસની પશ્ચિમ ભણીનો મુલક સને ૧૮૪૯ માં શીખ સામે બીજી લડાઇ થયા પછી લીધો. એમાં પેશાવર છે. એ શહેર પંજાબનો જે ભાગ અફગાન લોકના સ્વાધીનમાં હતો તેની જૂની રાજધાની હતી. વળી શીખ પંથનું શીખ ધામ જે અમૃતસર શહેર તે એમાં છે. પંજાબની રાજધાની લાહોર, મુલતાન વગેરે કેટલાંક મોટાં નગરો પણ એમાં છે.

આ ચાર ભાગના ૧૦ વિભાગ કર્યા છે. એ મુલકમાં વસનારા લોકની ભાષા પંજાબી અને હિંદી છે, પરંતુ શહેરોમાં ઉર્દુ અને ફારસી ચાલે છે તિબેટમાં જે ભાષા ચાલે છે તેના જેવી પહાડી દેશોમાં બોલાય છે. પંજાબમાં ઘઉં, જવ, કઠોળ, તલ, દીવેલી વગેરે તેલવાળાં બીઆં, શાક ભાજી, તમાકુ, અને ખસખસ શિયાળામાં થાય છે અને ચોમાસામાં બાજરી, મકાઇ, ડાંગર, રૂ, શેરડી, કઠોળ, દીવેલી તલાદિક તેલવાળાં બીજ, શાક ભાજી અને ગળી થાય છે. કાંગરાની ખીણોમાં અને સિમલામાં ઊંચી જાતની ચા થાય છે. એ મુલકની જમીનમાંથી ફટકડી, સિંધવ, અને મરડીઆ કંકર જેનો ચૂનો બને છે તથા રસ્તા બાંધવાના કામમાં આવે છે તે નીકળે છે. ઊંચી જાતનું ઊન પર્વતોમાંથી અને સરહદની પેલી મેરના દેશોમાંથી આવે છે.

પંજાબની શાલો અને બીજાં ઊનનાં કાપડનો વણાટ વખણાય છે. સૂતરનાં લૂગડાં પણ બને છે, અને કોઈ કોઈ જગ્યાએ કાપડ ઉપર જરીનું કામ ઠીક થાય છે. સોના રૂપાની કારીગરી અને લોઢા ઉપર સોનેરી રૂપેરી કારીગરી કરવાનું કામ ઠીક થાય છે. લખોટેલાં વાસણ, કોતરણી અને જવાહીરનું કામ પણ ઘણે ઠેકાણે થાય છે. પૂર્વે તાર્તરીના યારકંદ જોડે તથા ચીનાઈ તિબેટના લાસા જોડે એ પ્રાંતનો વેપાર ઠીક ચાલે છે. કાસ્મીરના લાડકમાં થઈને તથા પહાડ ઉપર થઈને

વણજારો જાય છે, યારકંદમાંથી સોનું તથા રેશમી અને સૂતરાઉ કાપડ આવે છે. લાસામાંથી ચીનાઇ ચા, અને સુંદર ઊન આવે છે. મુલતાનથી લાહોર, અમૃતસર, લુદીઆણા અને અંબાલા સુધી રેલવે બાંધી છે તેથી કલકત્તા જોડે પંજાબ પ્રાંત જોડાયલો છે. દિલ્લીથી બીજી સડક જાય છે તેને વાયવ્ય પ્રાંતોમાં એ રેલવે મળે છે. બીજી સડકો બંધાઇ છે, એક સડક મુલતાનથી નીકળી સિંધ રેલવેને મળેછે; બીજા લાહોરથી રાવળપિંડી અને પેશાવર સુધી અને ત્રીજી દિલ્લીથી રજપૂત સંસ્થાન સુધી બંધાઈ છે.

## देशी राज्यो.

**પંજાબ સરકારના તાબામાં ૩૧ દેશી રાજ્યો છે. એ રાજ્યોનું ક્ષેત્રફળ ૩૮૨૯૯ ચોરસ મૈલ અને વસ્તી ૪,૨૫૬૬૭ માણસની છે. એ રાજ્યોમાં મુખ્ય काश्मीर भावलपुर અને पतीआळा છે.**

કાશ્મીરનું રાજ્ય—એ ઈંગ્રેજી મુલકની ઉત્તરે છે અને એમાં કાશ્મીરની સુંદર ખીણ અને કેટલાક પ્રાંતો તથા ઉચ્ચ પ્રદેશો છે. તેમની આસપાસ કારાકોરમ અને હિમાલય પર્વતો આવેલા છે. એ પ્રાંતોમાં એક પ્રાંત લાડક છે તેની રાજધાની લેહ સિંધુ નદીને કાંઠે છે. અને બીજો બાલિસ્તાન છે તેની રાજધાની ઇસ્કાર્દો પણ સિંધુ નદીને કાંઠે છે. પહેલા લાડક તિબેટનો ભાગ ગણાતો પરંતુ તે હાલમાં કાશ્મીરના તાબામાં છે. કાશ્મીર રાજ્યની રાજધાની કાશ્મીર કે શ્રીનગર જેલમ નદીના કાંઠા પર છે. બીજું મોટું શહેર જમૂ દક્ષિણે છે. એ દેશના રજપૂત રાજાને મહારાજા કહે છે. જ્યારે સને ૧૮૪૫ માં શીખ રાજા પાસેથી એ દેશ લઈ લીધો ત્યારે ઈંગ્રેજે એ રાજાને ગાદીએ બેસાડયો. એમાં ૧૫,૦૦,૦૦૦ માણસની વસ્તી છે. તેમાંના અડધા આર્ય કે હિંદુ અને અડધા તાતાર લોક છે. એમાં દેવદાર અને બીજાં વનનાં ઝાડ પુષ્કળ ઊગે છે. ખીણોની ભૂમિ રસાળ છે, હવા તંદુરસ્ત અને પાણી પુષ્કળ છે. કાશ્મીરની શાલ અને બીજાં ઊનનાં કાપડ સર્વ સ્થળે પ્રસિદ્ધ છે. ગુલાબનું અત્તર, હથિયાર, ચામડાંની બનાવેલી વસ્તુઓ, લખોટેલાં વાસણ, વગેરે, પણ બનેછે,

ભાવલપુર—એ ભાવલપુરનું રાજ્ય નવાબના તાબામાં છે. એ રાજ્ય સતલજ અને સિંધુના ડાબા કાંઠા ઉપર છેક સિંધુ સુધી છે. એ રાજ્ય મોટા રણ સુધી લાંબી ચીચરવડી છે, પરંતુ નહેરોમાંથી પાણી આવે છે તેથી ખેતી સારી થાય છે.

પતીઆળા અને શીખ રાજ્યો.—શીખનાં રાજ્યોમાં પતીઆળાનું રાજ્ય મોટામાં મોટું છે. એનો અધિપતિ મહારાજા કહેવાય છે. એમાં ૧૫,૦૦,૦૦૦ માણસની વસ્તી છે.

जिंद, नभा, कपरथला, फरिदकोट, અને कलशीआ એ પાંચ સંસ્થાનો શીખ લોકનાં છે. પતીઆળા, તથા કપરથલા સિવાય બાકીનાં સંસ્થાનો સતલજની દક્ષિણે સરહિંદમાં છે.

નાનાં રાજ્યો—પંજાબ સરકારના તાબામાં બીજા નાનાં નાનાં રાજ્યો સિમલાની નજીક ડુંગરોમાં છે, અથવા ઉપર કહેલા જિલ્લાઓ અને સંસ્થાનોમાં સેળભેળ થઈ ગયલાં છે.

એ દેશી રાજ્યો ઉપરાંત અફગાનિસ્તાન અને બલૂચિસ્તાનના સીમાડાના વગડાઉ અને ચોરટા લોકો ઉપર પંજાબના અધિકારીઓને નજર રાખવી પડે છે. હઝારાના ઉત્તરના ભાગથી તે સિંધુ નદી પર આવેલા દેરા ઇસ્માઇલખાન સુધી જે જાતો વસે છે તેમાંના ઘણાખરા પઠાણ કે પુસ્તુ ભાષા બોલનારા મુસલમાનો છે. દેરા ઇસ્માઇલખાનની દક્ષિણે બલુચી લોક છે.

## संयुक्त प्रांतो.

એ પ્રાંતોની પશ્ચિમે પંજાબ પ્રાંત તથા રજપૂત સંસ્થાનો છે; એમની તથા પંજાબની વચ્ચે જમના નદી વહે છે; અને પૂર્વે બંગાળા પ્રાંતમાં બહાર સુધી તેમની હદ્દ છે એ પ્રાંતો અર્ધ ચંદ્રાકાર છે તેમાં અયોધ્યા દેશ આવેલો છે. એ અર્ધ ચંદ્રાકારના પશ્ચિમ ફાંટાથી તથા તિબેટની વચ્ચે હિમાલય પર્વત છે અને પૂર્વ ફાંટો નેપાળ સુધી ગયલો છે. દક્ષિણે છેક મધ્ય પ્રાંતોના સાગર જિલ્લાની લગોલગ ગ્વાલિયર અને બુંદેલ ખંડની વચ્ચે એના તાબાની સાંકડી ભૂમિ

છે. બીજે ઠેકાણે સંયુક્ત પ્રાંતોના બાકીના દક્ષિણ ભાગની મર્યાદા મધ્ય હિંદ એજન્સિ અને બંગાળા ઇલાકાના તાબાના છોટા નાગપુરથી થઈ છે.

અયોધ્યા પ્રાંત સુદ્ધાં એ પ્રાંતોનું ક્ષેત્રફળ ૧,૦૬,૧૧૧ ચોરસ મૈલ છે અને ૪,૬૯,૨૨,૬૯૦ માણસની વસ્તી છે. વળી એમાં બે દેશી રાજ્યો છે તેઓનું વર્ણન આગળ આવશે.

એ પ્રાંતોના ત્રણ સ્વાભાવિક ભાગ છે,—

( १ ) हिमालयमां आवेलो प्रदेश, ( २ ) जमना अने गंगानी उत्तरनो रसाळ प्रदेश, ( ३ ) जमनानी दक्षिणनो प्रदेश.

( ૧ ) ઉત્તરે કમાઉન, ગઢવાલ વગેરે પહાડી પ્રદેશોમાં તિબેટની સરહદ પર આવેલા મોટા હિમાલય પહાડો છે, પછી એ પહાડોની સમાંતર આવેલા નીચા ડુંગરા છે; ત્યાર પછી શિવાલિક નામે નાના ડુંગરા છે, અને છેલ્લે તિરાઇ એટલે ભેજવાળી અને પથરાની ભૂમિવાળુ ઘાડું જંગલ છે. તિરાઇ જંગલમાં તથા ડુંગરો ઉપર મોટાં વન છે તેમાં ઇમારતી લાકડું પુષ્કળ થાય છે, તેમાં દેવદારનું લાકડું ઘણું વખણાય છે. ડુંગરમાં લોઢાની ખાણો છે; અને ખીણ તથા ઢાળની ભૂમિ ઘણી રસાળ છે; તેમાં ચાના બાગ છે. હિમાલયમાં ચા થાય છે તે આખી દુનિયામાં સર્વેથી સરસ ગણાય છે.

( ૨ ) જમના અને ગંગાની ઉત્તરના રસાળ પ્રદેશોમા એ બંને નદીઓની વચ્ચેનો ફળદ્રુપ દેઆબ રોહિલ ખંડ ( અથવા રોહિલાનો* મુલક ) અને કાશીની ઉત્તરનો પ્રદેશ છે. છેલ્લા બે પ્રદેશો ગંગાની ઉતરે છે, અને તેમની વચ્ચે અયોધ્યા પ્રાંત છે. એ બે મોટી નદીઓ હિમાલયમાંથી નીકળીને ધીમે ધીમે પૂર્વ તરફ વળી આખા દેશમાં ફરી વળે છે. ગંગાની પશ્ચિમે ગઢવાળમાં જમનાનું મૂળ છે. ચબલ, બતવા, અને રજપૂત સસ્થાનો, મધ્ય હિંદુસ્થાન અને બુંદેલ ખંડની પૂર્વ ભાગ તરફ વહેતી બીજી નદીઓ એને જમણા કાંઠા પર મળે છે. બુદેલ ખંડના ડૂંગરાની શાખાઓ એને આંતરે છે તેથી પાછી વળી જમના નદી અલાહાબાદમાં ગંગાને મળે છે.

*એ અફગાન લોકના વંશના છે.

જમના નદીના જમણા કાંઠાપર દિલી, મથુરા નામે પવિત્ર ધામ, आग्रा અને काल्पी એ મુખ્ય શહેરો છે, અને ડાબા કાંઠાપર इटावा અને अलाहाबाद ( प्रयाग ) મુખ્ય છે. ગંગાનું મૂળ પણ ગઢવાલમાં છે. रामगंगा, गोमती, गोगरा વગેરે ઘણી નદીઓ ડાબા કાંઠાપર એને મળે છે. ગંગાના કાંઠાપર अनुप શહેર फत्तेहगढ, कानपुर, अलाहाबाद, मीरजापुर, काशी* અને गाजीपुर મુખ્ય શહેરો છે. રામગંગા તિરાઈમાં ઉત્પન્ન થઈ રોહિલખંડમાં અને અયોધ્યાના થોડાક ભાગમાં વહે છે, અને પછી કુનોજ નામે હિંદુ લોકના પ્રાચીન શહેર આગળ ગંગાને મળે છે. ગોમતી નદી પણ ડુંગરાની ભેજવાળી ભૂમિમાંથી ઉત્પન્ન થઇને અયોધ્યામાંના લકનૌ શહેર આગળા વહી ગંગાને મળે છે. પૂર્વે ગોગરા નદી હિમાલયમાં ઉત્પન્ન થાય છે, તેને નેપાળ અને અયોધ્યામાંથી ઘણી નદીઓ મળે છે. જ્યાં ગંગા જોડે સંગમ થાય છે, ત્યાં તે લગભગ ગંગાના જેવડી દેખાય છે. આ મોટી નદીઓ સિવાય રોહિલખંડ અને દોઆબમાં ઘણાં ઝીલો-કે સ્વાભાવિક સરોવરો છે, અને ખેતરોમાં પાણી પૂરૂં પાડવામાટે સરકારે ઘણી નહેરો ખોદેલી છે.

( ૩ ) જમનાની દક્ષિણમાં કાંઠાની પાસેની ભૂમિ રસાળ છે. પરંતુ વિંધ્યા અને કૈમોરની થડમાં ડુંગરા અને જંગલો આવે છે. પહાડી પ્રદેશોની ખીણો અને મેદાનોમાં નદીઓ કે તળાવો હોય છે ત્યાં ખેતી થાય છે. એ પ્રદેશમાં ઉપર કહેલો ગ્વાલિયર અને બુંદેલખંડની વચ્ચે આવેલો મુલક છે તેમાં બેટવા નદી તથા જાંસી શહેર છે; વળી એમાં જમના સમીપ બાંદાનો મુલક તથા મિરજાપોરની દક્ષિણનો દેશ છે. એ દક્ષિણ દેશમાં સોન નદી વહે છે.

હિમાલયનાં સુંદર જંગલોમાં તથા જમનાની દક્ષિણના ડુંગરોમાં સાગ અને વાંસ થાય છે, તે સિવાય વાયવ્ય પ્રાંતોમાં ઝાડો થોડાંજ

* એનું બીજું નામ વારાણસી નગરી ને તે ઉપરથી હિંદીમાં બનારસ છે.

ઊગે છે પરંતુ દોઆબમાં મહુડાં થાય છે અને કાશીની આસપાસ તથા રોહિલખંડમાં આંબા પુષ્કળ ઉગેછે. જ્યાં ડુંગરા નથી એવા મેદાનમાં ઘઉં, જવ, જુવાર અને બાજરી પુષ્કળ થાય છે, અને દક્ષિણે કાશીની આસપાસ તથા રોહિલખંડના બરેલી જિલ્લામાં ડાંગર પુષ્કળ થાય છે. તલ, દીવેલી વગેરે તેલવાળાં બીઆં, રૂ, ગળી, કસુંબો, ખાંડ, લાખ, અને સૂરોખાર પરદેશ ખાતે પુષ્કળ ચઢે છે. કાનપુરમાં ચામડાંની વસ્તુઓ તથા કાશીમાં કિનખાબનો વણાટ માત્ર સારો થાય છે. હરકોઇ મોઠા શહેરમાં તાંબા પિત્તળનાં વાસણ, અને દેશી કાપડ બને છે. પર દેશમાંથી મીઠું, ધાતુ, અંગ્રેજી કાપડાદિ પરચૂરણ સામાન, તેજાના, અને અંગ્રેજી માલ એ પ્રાંતોમાં આવે છે. કલકત્તાની રેલવે એ પ્રાંતોમાં ગાજીપુરથી દિલ્લી સુધી એટલે ૫૩૪ મૈલ બાંધી છે અને દિલ્હી પાસે ગાઝીઆબાદથી મીરત અને સહારણપુરમાં થઇ પંજાબ સુધી એટલે ૧૨૩ મૈલ બાંધી છે. મુંબઇથી જબલપોર સુધીની રેલવે અલાહબાદ આગળ એની સાથે જોડાય છે. જોનપુરમાં થઇને કાશીથી અયોધ્યામાં ફૈજબાદ સુધી, કાનપુરથી અયોધ્યાના લકનૌ સુધી, પછી શાહજહાનપુરમાં થઇને બરેલી સુધી અલીગડથી બરેલી અને મુરદાબાદ સુધી, આગ્રાથી મધ્ય હિંદુસ્તાનમાં ગ્વાલિયર સુધી અને આગ્રાથી રજપૂત સંસ્થાનોમાં જેપુર અને અજમેર સુધી નવી રેલવે બંધાઇ છે. એ સિવાય સાધારણ રસ્તાના સડકો બાંધી છે, ને વળી ગંગા અને બીજી નદીઓમાં વહાણો ચાલે છે.

સપાટ પ્રદેશની હવા સારી છે, પરંતુ આપણા કરતા ટાઢ અને તડકો વિશેષ પડે છે, જૂન મહિનાની આખરથી તે અકટોબરની શરૂઆત સુધી પૂર્વમાંથી વરસાદ આવે છે. વાયવ્ય પ્રાંતોના પૂર્વ ભાગમાં કાશી, ગાજીપુર, મિરજાપુર, જોનપુર, અને અઝિમપુર છે, એ ભાગ સને ૧૭૭૫ માં અયોધ્યાના નવાબે અંગ્રેજને આપ્યો. નવાબનું અંગ્રેજ રક્ષણ કરે તેના પેટામાં તેણે સન ૧૮૦૧ માં ગોરખપુર, બસ્તી, આઝિમપુરનો બાકીનો ભાગ, એટા સુધીનો દોઆબ; અને રોહિલખંડ આપી દીધાં. દિલ્લી પ્રાંત અને જમનાની પશ્ચિમનો મુલક જે હાલમાં પંજાબમાં છે તે, તથા દોઆબનો બાકીનો ભાગ સિંધિયા પાસેથી સને ૧૮૦૩ માં જીતી લીધો. રોહિલખંડની ઉત્તરના પહાડી

પ્રદેશો નેપાળ પાસેથી સને ૧૮૧૫ માં જીતી લીધા, તથા જાંસી અને જમનાની દક્ષિણના પહાડી પ્રદેશો બીજા મુલકના સાટામાં કે દંડ દાખલ અથવા નવા રસીઆ હોવાથી છેક હાલમાં મળ્યા છે.

વાયવ્ય પ્રાંતોની જૂની રાજધાનીનું શહેર આગ્રા હતું. એ પ્રથમ મુગલ પાદશાહોની રાજધાની હતી. તાજમહાલ વગેરે ઇમારતોને માટે એ પ્રસિદ્ધ છે. આગ્રાથી છે મૈલ દૂર અકબર પાદશાહની કબર છે. હાલમાં લેફ્ટેનેન્ટ ગવર્નરની રાજધાની अलाहाबाद ( પ્રયાગ ) માં છે.

હિમાલયમાં વસનારી કેટલીક જાતો તિબેટના લોકોને થોડીક મળતી છે. તથા મિરજાપુરની દક્ષિણે ડુંગરોમાં વસનારી જાતો સિવાય વાયવ્ય પ્રાંતના લોકો હિંદી કે ઉર્દુ ભાષા બોલે છે. ઉર્દુ ભાષા હિંદીને મળતી છે. પરંતુ હિંદુઓ જોડે રાજ્ય કરનારા મુસલમાન મળી જવાથી ઉર્દુમાં અરબી અને ફારસી શબ્દો ઘણા છે. મોટાં શહેરોમાં ઘણા લોકો ઉર્દુ ભાષા બોલે છે અને ગામોમાં હિંદી બોલનાર વધારે છે.

## देशी राज्यो.

કાશીનો રાજા આસપાસનાં કેટલાક ગામોનો જમીનદાર છે, તે સિવાય રામપુર અને તેહરીના રાજાઓ લેફ્ટેનેન્ટ ગવર્નરના તાબામાં છે. રામપુર સંસ્થાન રોહિલખંડમાં છે. એનું ક્ષેત્રફળ ૯૦૦ ચોરસ મૈલ અને એમાં ૫,૦૦,૦૦૦ માણસની વસ્તી છે. એના પર નવાબનો અમલ છે. તે નવાબ પઠાણ વંશનો છે. એ સંસ્થાનમાં ઊંચી પ્રતના ચોખા અને ખાંડ થાય છે, અને એના ખેસ ( દુપટ્ટા ) ઘણા વખણાય છે. તેહરી સંસ્થાન ડુંગરમાં ગઢવાલમાં છે અને રજપૂત રાજાના તાબામાં છે રામપુરના ક્ષેત્રફળ કરતાં એ સંસ્થાનનું ક્ષેત્રફળ વધારે છે.

## अयोध्या प्रांत.*

એ પ્રાંતની ઉત્તરે નેપાળ છે; તથા બીજી બધી દિશાએ વાયવ્ય પ્રાંત આવેલા છે. એ પ્રાંત ગંગા નદીના કાંઠાના પ્રદેશનો ભાગ છે. ઘણાં મૈલ સુધી એની તથા વાયવ્ય પ્રાંતની વચ્ચે ગંગા નદી આવેલી છે. ગંગાને મળનારી

* એ પ્રાંત હાલમાં વાયવ્ય પ્રાંતોમાં ભેળી દીધો છે, અને મુખ્ય શહેર અલાહાબાદ છે.

રામગંગા, સઈ, ગોમતી, અને ગોગરા નદીઓ તથા બીજી નાની નદીઓ એ પ્રાંતના અગ્નિ કોણના ભાગમાં વહે છે, અને તેમનું પાણી ખેતીમાં લેવાય છે. એમાંની કેટલીક નદીઓમાં ઘણા મૈલ સુધી વહાણો ચાલે છે. મોટામાં મોટી ગોગરા નદી ગંગાની પેઠે હિમાલયમાંથી નીકળે છે. અને તેને મળનારી નદીઓમાં સૌથી મોટી રાપતી છે. એ પ્રાંતમાની રેલવે વિષે આગળ કહેલું છે.

એ પ્રાંતનું ક્ષેત્રફળ ૨૩,૯૩૦ ચોરસ મૈલ તથા ૧,૧૨,૨૦,૦૦૦ માણસની વસ્તી છે. આખી દુનિયામાં બીજા હર કોઈ દેશ કરતાં જમીનના વિસ્તારના પ્રમાણમાં એ પ્રાંતની વસ્તી વધારે ઘાડી ગણાય છે. એ પ્રાંતમાં એકે પર્વત નથી, પરંતુ ઉત્તરે નેપાળના ડુંગરોની લગોલગ હોવાથી એ પ્રાંતમાં તિરાઈ કે મોટાં વન છે તથા ડુંગરાની તળેટીની ભૂમિ છબછબા પાણીવાળી છે. તિરાઇની દક્ષિણે નદીઓની વચ્ચે ઊંચા ટેકરા છે. તેમની કોર ઉપર ઘણું કરીને સાગ, સીસમ, અને બીજાં ઝાડો પુષ્કળ ઊગેલાં છે. આ ટેકરાની દક્ષિણે અયોધ્યાનું વૈશાળ મેદાન છે. તેમાં ઊંડી નદીઓ વહે છે. એ નદીઓના ઊંડાં પાત્ર, ઊંચા હિમાલયમાંથી વહેતી નદીઓના વેગે કરીને ધીમે ધીમે ખોદાઇને બન્યાં છે. આ પ્રદેશ અતિ રસાળ છે અને તેમાં પાક પુષ્કળ થાય છે. આંબા અને મહુડાંની વાડીઓ ઘણી છે, અને ખેતરોમાં પાણી પૂરૂં પાડવા માટે ઝીલો કે તળાવો તથા કૂવાઓ ઘણા છે. એ પ્રાંતની હવા પંજાબ તથા વાયવ્ય પ્રાંતોના જેવી છે, પરંતુ તેમના જેટલી સખત ટાઢ અને તડકો પડતો નથી.

એ પ્રાંતમાંથી ઘઉં અને બીજું ધાન્ય તથા ખાંડ, તલ, દીવેલી વગેરે તેલી પદાર્થો પરદેશ ખાતે પુષ્કળ જાય છે. એ પ્રાંતમાં ચોખા અને તમાકુ સારો થાય છે. થોડુંક રૂ, અફીણ, ગળી વગેરે પણ ઊગે છે. લોકનો મુખ્ય ઉદ્યમ ખેતી છે. દેશી કાપડ તથા બીજો સામાન દરેક ઠેકાણે થોડો ઘણો બને છે, તે શિવાય બીજો ઉમદો બનતો નથી, પહેલાં ફૈજાબાદની પાસે મલમલ સારી વણાતી. એમાં ઉપયોગી ધાતુની ખાણો નથી. પરંતુ એમાં વાયવ્ય પ્રાંતોની પેઠે મરડીઆ કંકર જડે છે.

અયોધ્યા તથા વાયવ્ય પ્રાંતોના કેટલાક મુલક ઉપર દિલ્હીના બાદશાહના વજીરનો અમલ હતો. એ વજીરે સને ૧૮૧૯ માં બાદશાહની તાબેદારી છોડી દીધી, અને અંગ્રેજ સરકારે તેની સ્વતંત્રતા બાદશાહ કને સ્વીકારાવી. સને ૧૮૧૬ માં અંગ્રેજે ઉત્તરમાં નેપાળ પાસેથી જીતેલા મુલકમાંથી કેટલોક ભાગ એ નવાબના વજીરને આપ્યો હતો. રાજ્યની અવ્યવસ્થાને લીધે, તથા લૂટારાના હાથમાંથી બચવાને ખેડુત લોકે અરજ કર્યાથી જે તાલુકદારો એ બળે તથા તેમના અનુમતે ધીમે ધીમે પ્રાંતમાંના ઘણા ખરા ગામોનો કબજો કરી લીધો હતો તેમની જોડે વારંવાર થતી વરવાડને લીધે, નવાબને સને ૧૮૫૬ માં અંગ્રેજે પદભ્રષ્ટ કર્યો. હાલમાં તેને ૧૨ લાખ રૂપિઆનું વર્ષાસન મળે છે, અને એ પ્રાંત મુખ્ય કમિશનરના હાથ તળે છે.

**એ પ્રાંતની રાજધાની लकनौ ગોમતીના કાંઠાપર છે. બીજું મોટું શહેર फैजाबाद છે. ફૈજાબાદની પાસે જૂનું अयोध्या શહેર છે.**

એ અયોધ્યા શહેરમાં રામનો જન્મ થયો હતો. એ શહેર મનુએ વસાવેલું એવું રામાયણમાં કહેલું છે. આશરે ઈ. સ. પૂર્વે ૧૪૨૬ માં મહાભારતના મોટા યુદ્ધમાં રામનું અયોધ્યા શહેર નાશ પામ્યું તથા તે ઇ. સ. ૭૮ માં વિક્રમાદિત્યે ફરી વસાવ્યું એવું કહેવાય છે. બીજા પ્રસિદ્ધ શહેરોનાં ખંડેરો અયોધ્યા પ્રાંતમાં છે તેમાંનાં કેટલાંક બૌદ્ધ મતવાળાઓનાં હતાં. એ પ્રાંતના લોક મુખ્યત્વે ઉર્દુ બોલી બોલે છે.

**મુખ્ય કમિશનરના તાબા હેઠળ એ પ્રાંતના ૪ મોટા ભાગ કર્યા છે—ઉત્તરે ( ૧ ) फैजाबाद અને ( ૨ ) सीतापुर તથા દક્ષિણે ( ૩ ) लकनौ અને ( ૪ ) रायबरेली.**

## बंगाला इलाको.

**એ પ્રાંત લેફ્ટેનેન્ટ ગવર્નરના અધિકાર હેઠળ છે. ભરત ખંડના વિભાગોમાં એ ઇલાકો સર્વથી મોટો અને રસાળ છે. એમાં शुद्ध बंगाळा, बहार, ओरिसा ( ओढिआ ) અને छोटा नागपुर છે. એની ઉત્તરે નેપાળ, सिकीम અને**

અંગ્રેજનો આસામ પ્રાંત તથા પૂર્વ મણિપુરનું દેશી રાજ્ય છે. એની અને બ્રહ્મદેશની વચ્ચે લુશૈ અને બીજી પહાડી જાતોનો મુલક, આરાકાનના ડુંગરો અને નાફ નદી છે; દક્ષિણે બંગાળી ઉપસાગર અને મદ્રાસ ઇલાકો, અને પશ્ચિમે મધ્ય પ્રાંતો, રેવા અને વાયવ્ય પ્રાંતો છે

એ ઇલાકાનું ક્ષેત્રફળ ૧,૪૯,૭૨૫ ચોરસ મૈલ અને ૭,૦૯,૨૬૦ માણસની વસ્તી છે. એ સિવાય એમાં બીજાં ઘણાં ખંડીઆં રાજ્યો તથા જાતો છે તેમનું વર્ણન આગળ આવશે.

એ ઇલાકામાં વાયવ્ય તરફ ગંગાનો સપાટ પ્રદેશ તથા ઈશાન તરફ બ્રહ્મપુત્રનો સપાટ પ્રદેશ છે. એ બે પ્રદેશોનો મેળાપ શુદ્ધ બંગાળાની નીચી ભૂમિમાં થાય છે.

શુદ્ધ બંગાળા દેશ હિમાલય અને દરિયા વચ્ચે મોટું મેદાન છે. એની ત્રણ બાજુએ જમીન આવેલી છે. દક્ષિણે બંગાળી સમુદ્ર છે. ઉત્તરે હિમાલય ( એમાં દાર્જિલિંગ છે, ) પૂર્વે કાચર, ટિપરા અને ચિતાગોંગના ડુંગરા અને પશ્ચિમે છોટા નાગપુર તથા બહાર પ્રાંતની દક્ષિણ સરહદની ઊંચી ભૂમિ વગેરે પહાડી પ્રદેશો છે. બીજું મોટું મેદાન રાજમહાલ ડુંગરોની પશ્ચિમે અને શુદ્ધ બંગાળા અને વાયવ્ય પ્રાંતોની વચ્ચે બહાર દેશ છે. બહારમાં તિર્હુત, પાટણા, ગયા, અને બીજા અપ્રસિદ્ધ પ્રાંતો છે, ઓઢીઆ દેશ એ પ્રાચીન હિંદુ રાજ્યનું નામ છે. હાલમાં શુદ્ધ બંગાળા અને મદ્રાસ ઇલાકાની વચ્ચે દરિયાના કાંઠા પરનો લાંબો સપાટ પ્રદેશ અને ખંડીઆ મહાલ નામે મોટા પહાડી મુલકને ઓઢીઆ કહે છે. છોટા નાગપુર એ બહાર અને ઓઢીઆની વચ્ચે પહાડી મુલક છે.

**મુખ્ય પર્વતો**—હિમાલય નો થોડો ભાગ રાજમહાલ, છોટા નાગપુર તથા ઓઢીઆના ડુંગરા.

**મુખ્ય નદીઓ**—गंगा, गोगरा, सोन, गंडकी, कुशी, दामोदा, भागीरथी, हुगली, ब्रह्मपुत्र, सूरमा, महानदी, वैतरणी, ब्राह्मणी વગેરે.

ગંગા—એ નદી વાયવ્ય પ્રાંતોમાંથી નીકળી એ પ્રાંતના ગાજીપુર

પાસે વહે છે; થોડે છેટે ગયા પછી ઉત્તરે પાટણા પાસે ગોગરા, દક્ષિણે સોન અને ફરી ઉત્તરે ગંડકી નદી એને મળે છે. ગંગા પૂર્વ તરફ આડ-કાતરી વહે છે. પછી ભાગલપુર પાસે કુશી તેને મળે છે; ત્યાર પછી રાજમહાલ ડુંગરોને ફરી વળી તે લગભગ દક્ષિણમાં વહે છે, અને આગળ જતાં તેમાંથી ભાગીરથી છૂટી પડી આગળ વહે છે તેનું નામ હુગલી પાડયું છે. ગંગાના અનેક મુખો કરતાં એ વહાણ ચલાવવાને બહુ અનુકૂળ છે, અને મુખ્ય પ્રવાહ ગોવલંદોની અગ્નિ કોણ તરફ વહે છે. તે ઠેકાણે બ્રહ્મ પુત્રનો મુખ્ય પ્રવાહ જે જમુના તે તેને મળે છે. એ રીતે એકઠું થયેલું જળ અનેક મુખે બંગાળી ઉપસાગરમાં મળે છે.

બ્રહ્મપુત્ર*—એ નદ આસામના ગારો ડુંગરાને ફરી વળી બંગા-ળામાં પેસે છે, અને દક્ષિણમાં વહી ગોવલંદો આગળ ગંગાને મળે છે. એ બેનાં મુખ આગળના રસાળ પ્રદેશો અને દરિયાની વચ્ચે સુંદરવન નામે પ્રદેશ છે, ત્યાંની હવા સિંધુ નદીના મુખ આગળના પ્રદેશની હવાની પેઠે રોગી છે. એ પ્રદેશ તદ્દન જંગલો અને ભેજ-વાળો છે તેમાં જંગલી જનાવરો બહુ વસે છે.

સુરમા—એ નદી કાચાર ડુંગરામાંથી નીકળી સિલહટ્ટની પશ્ચિમે વહે છે, અને પછી દક્ષિણમાં વહી બ્રહ્મપુત્ર નદના એક ફાંટાને મળે છે એ રીતે એકઠાં થયલાં જળને મેઘના કહે છે. ઘણા મૈલ સુધી એ નદીમાં વહાણો ચાલી શકે છે.

ચિતાગોંગમાંની ઘણી નદીઓ ડુંગરોમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

ગંગાની હુગલી શાખાને પશ્ચિમ બાજૂએ દામોદા, રૂપનારાયણ અને કુશી મળે છે. એ ત્રણે છોટા નાગપુરમાં ઉત્પન્ન થાય છે. છેક દક્ષિણમાં સુવર્ણરેખા, વૈતરણી, અને બ્રાહ્મણી છોટા નાગપુરમાં અને મોટી મહાનદી મધ્ય પ્રાંતોમાં ઉત્પન્ન થાય છે, એ નદીઓ ઓઢીઆમાં થઇને બંગાળાના ઉપસાગરને મળે છે.

દાર્જિલિંગની આસપાસનો હિમાલયનો થોડોક ભાગ એ પ્રાંતમાં આવેલો છે. એ ભાગ સને ૧૮૭૮ માં સિકિમના રાજાએ અંગ્રેજને આપ્યો. એ ડુંગરોમાં સ્લેટ, લોઢું અને તાંબાની ખાણો છે. બહાર

* તિબેટનું વર્ણન જુઓ.

પ્રાંતમાં ગંગાના કાંઠા પર આવેલા રાજમહાલ ડુંગરો છોટા નાગપુર માંહેલા પહાડો તથા સાતપૂડા પર્વતની શાખા છે. રાજમહાલ ડુંગરોમાં, અને છોટા નાગપુર જે તદન પહાડી અને જંગલથી ભરપૂર છે. તેમાં, કોયલા અને લોઢાની ખાણો છે. શુદ્ધ બંગાળા પ્રાંતમાં બર્દ્દવાન જિલ્લાના રાણીગંજ શહેરમાં તથા છોટા નાગપુર અને બહાર પ્રાંતની સરહદ આગળ સર્વથી સરસ ખાણો છે. વળી ઓઢીઆની પશ્ચિમે અને છોટા નાગપુરની દક્ષિણે ખંડીઆ મહાલો છે. તેઓ પહાડી છે. અને તેમાં ઉત્તરથી નૈર્ઋત્ય સુધી કીમતી સાલનાં જંગલો છે. બંગાળાની પૂર્વના ડુંગરોમાં જંગલ છે. અને કોયલા તથા લોઢાની ખાણો છે.

બંગાળા પ્રાંતમાં ચિલકા નામે એકજ સરોવર ઓઢીઆની નૈર્ઋત્યમાં છે, તથાપિ મોટાં ઝીલો કે છાછર તળાવો ઘણાં છે. ચિલકા સરોવરને તીરે તથા ઓઢીઆના દરિયા કાંઠે પુષ્કળ મીઠું પકવવામાં આવે છે. એ પ્રાંતના સપાટ પ્રદેશમાં વરસના ઘણાં ભાગમાં તાપ બહુ પડે છે, અને હવામાં ભેજ ઘણો રહે છે. કોઇ કોઈ વાર વરસાદ નહિ વરસ્યાથી પાણીની તંગી તથા દુકાળ પડે છે, તો પણ ઘણું કરીને વરસાદ ઠીક છે. મેદાનમાં જૂનથી અકટોબર સુધી અગ્નિ કોણમાંથી વરસાદ વરસે છે. પાધર જમીનમાં મોટી નદીઓ હોવાથી તથા સરકારે ઘણી નહેરો ખોદાવ્યાથી ડાંગર પુષ્કળ પાકે છે. જુદી જુદી ઋતુઓમાં જુદી જુદી જાતનાં ધાન્ય પાકે છે, અને ભિન્ન ભિન્ન વાવેતર થાય છે. લોકનો મુખ્ય ખોરાક ચોખા છે. દાળ ભાત માછલાં અને શાક રાંધી સ્વાદિષ્ટ કરવા માટે તેલ, મીઠું, તેજાના અને બીજો મસાલો નાંખીને ખાય છે. દરેક ભાગમાં જુદી જુદી જાતની શાકભાજી ઊગે છે. બહાર પ્રાંતથી અને ઉત્તરના દેશોમાંથી દરિયાને રસ્તે પરદેશો ખાતે ચોખા પુષ્કળ જાય છે. દાળ અને ચોખા સિવાય બહાર પ્રાંતમાં ઘઉં, જવ, મકાઈ બાજરી, અને હલકી જાતનાં ધાન્ય પાકે છે. છોટા નાગપુર અને બીજા પહાડી મુલકોમાં વસનારા લોકને એ મુખ્ય ખોરાક છે. આપણા દેશમાં ઊનાળામાં જે ફળ થાય છે, તે ત્યાં પણ થાય છે. ફણસ, કેળ અને આંબાના વૃક્ષ સાધારણ છે. ક્યારી ભૂમિમાં પાન અને સોપારી થાય છે. પૂર્વ બંગાળામાં

નારંગી અને નાળીએરનાં ઝાડોની વાડીઓ પુષ્કળ છે. ચોખા, ગળી, અફીણ અને સણુ, એ વેપારની જણસોમાં મુખ્ય છે. મુખ્યત્વે કરીને ઈંગ્લાંડ તથા ચીન મોકલવાને ગળી અને અફીણ પકવે છે. ગુણો બનાવવાના ટાટ, દોરડાં, વગેરે સણનાં થાય છે. સણના કાગળ પણ બની શકે. સણુ અને બીજા રેસાઓ ઇંગ્લાંડ ખાતે પુષ્કળ જાય છે. વળી ગાંજાના છોડ પણ ઉગાવે છે. એ એક જાતનું સણ છે તેને લોકો ચલમમાં પીએ છે, અને બીજા કેફી વસ્તુ બનાવવાના કામમાં આણે છે, સણ કે અળશી અને તેલ નીકળે એવા બી દેશમાં ખપને માટે તથા પરદેશ મોકલવા સારૂ પુષ્કળ ઊગાડે છે. ડુંગરોમાં રૂ પાકે છે તેટલું દેશમાં બસ થતું નથી માટે હર વર્ષે દેશમાં અંગ્રેજી કાપડ પુષ્કળ આવે છે. ગોળ, ખાંડ, વગેરે કરવા માટે શેરડી પુષ્કળ પકવે છે. દક્ષિણે ખજૂરીઓની વધારે પેદાશ હોવાથી માત્ર તે ઠેકાણે શેરડી પકવતા નથી દેશના ખપને અર્થે હરેક ઠેકાણે તમાકુ પકવે છે, અને કેટલોક બ્રહ્મદેશ મોકલવામાં આવે છે. બંગાળા પ્રાંતની પૂર્વે ઊંચી ભૂમિમાં તથા છોટા નાગપુરમાં ઊંચી જાતની ચા ઉગે છે. વળી શેતુરનાં ઝાડ ઊગે છે તે વડે હીર ઉત્પન્ન કરનારા કીડાનું પોષણ થાય છે, તેથી રેશમ પુષ્કળ બને છે. વેપારની બીજી જણસોમાં સૂરોખાર અને પાધર જગ્યામાં ઊગતી કસુંબી છે. જંગલો અને ડુંગરોમાં રબરનાં ઝાડ ઊગે છે. વણવાનો અને ધાતુના પાત્ર બનાવવાનો ધંધો ચાલે છે. વળી સણ વગેરે બને છે તે સિવાય ખાસ કારીગરીને માટે કેટલાંક સ્થળ પ્રસિદ્ધ છે, મુર્શીદાબાદમાં રેશમી કાપડ અને હાથી દાંતનો સામાન અને સોના રૂપાનો ઘાટ સારો બને છે, અને ધાકાની મલમલ, કાપડ અને સાબુ વખણાય છે. વહાણ બાંધવાનું અને સુતારનું કામ ચિતાગોંગ ( ચિત્તગામ ) માં સારૂં થાય છે, અને મોંગીરમાં સુતાર અને લુહાર કામ સારૂં થાય છે. એ પ્રાંતમાં ઘણી રેલવેની સડકો બાંધેલી છે. મુંબઇ અને અલાહબાદની મોટી સડક ગંગાના કાંઠાના પ્રદેશમાં અને કલકત્તા પેલી મેર મતલાહ શાખા આગળ કલકત્તા સુધી જાય છે વળી બીજી સડક પાટણાની દક્ષિણના એક સ્થળથી રાણીગંજમાં થઇને કલકત્તા સુધી જાય છે. ગોવલંદાની ઉત્તરે કલકત્તાથી બીજી સડક બાંધેલી છે. એ સડક દાર્જિલિંગ સુધી

વધારવાની છે. એ સર્વ રેલવે સિવાય મોટી નદીઓમાં વહાણો ચાલે છે તેથી વેપાર ઠીક ચાલે છે.

**બંગાળા ઇલાકાની રાજધાની કલકત્તા હુગલી નદીના કાંઠાપર છે. ધાકા, મુર્શીદાબાદ, પાટણા, કટક, જગન્નાથ મુખ્ય શહેર છે.**

કલકત્તા શહેરની વસ્તી* ૪,૪૮,૦૦૦ માણસની છે. કલકત્તા અને તેની આસપાસનો કેટલોક મુલક સને ૧૬૯૮ માં મુગલ પાદશાહ પાસેથી વેચાતો લીધો. શુદ્ધ બંગાળામાં બીજું મોટું શહેર ધાકા છે. કલકત્તાની ઉત્તરે મુર્શીદાબાદ છે. તે અસલ બંગાળાના નવાબોની રાજધાની હતી. પ્રથમ બંગાળાના નવાબ દિલ્લીના પાદશાહોના નોકર હતા, પરંતુ તેમણે તેની તાબેદારી છોડી દીધી. સને ૧૭૬૫ માં શુદ્ધ બંગાળા અને બહાર પ્રાંત પાદશાહે નવાબને બદલે ઇંગ્રેજને આપી દીધા. બહાર પ્રાંતમાં મોટામાં મોટું શહેર પાટણા છે. ઓઢીઆમાં મહા નદીને કાંઠે કટક અને કટકની દક્ષિણે જગન્નાથ છે. છોટા નાગપુરમાં કાંચી છે. નાગપુરમાં રાજાએ ઓઢીઆ અને છોટા નાગપુર આપી દીધા.

**એ ઇલાકામાં કલકત્તા, મતલાહ, ચિતાગોંગ (ચિત્તગામ) અને કટક એ ચાર મુખ્ય બંદરો છે.**

બંગાળા ઇલાકામાંના શુદ્ધ બંગાળામાં આશરે ૩,૭૦,૦૦,૦૦૦ માણસની વસ્તી છે, અને તેમાં બંગાળી બોલી બોલાય છે બહારની વસ્તી ૨,૦૦,૦૦,૦૦૦ છે, ને તેમાં હિંદી કે ઉર્દુ ચાલે છે, ઓઢીઆ અને ખંડીઆ મહાલોની ૪૦,૦૦,૦૦૦ છે ત્યાંની ઉર્યા બોલી છે અને છોટા નાગપુરમાં ઊર્યા અને હિંદુસ્તાની ભાષા બોલાય છે.

## खंडीआं संस्थानो अने जातो.

ખંડીઆં સંસ્થાનોનું ક્ષેત્રફળ ૩૭,૫૧૫ ચોરસ મૈલ અને વસ્તી ૨૭,૦૯,૭૫૦ માણસની છે. એ સંસ્થાનોમાં નેપાળ અને ભૂતાનની વચ્ચે હિમાલયમાં સિકિમનું બૌદ્ધ સંસ્થાન (એ પર રાજાનો અમલ છે અને ત્યાંના રહેવાશીઓ તિબેટના લોકને મળતા આવે છે).

* પરાં મળી કલકત્તામાં ૮,૪૦,૧૩૦ માણસની વસ્તી છે.

અને ઉત્તર સિકિમની લગોલગ આવેલો દેશ છે. સિકિમની દક્ષિણે કૂચબહાર નામે નાનું સંસ્થાન છે. એ સંસ્થાન અને સિકિમની વચ્ચે સને ૧૮૬૫ માં ભૂતાનમાંથી જીતેલો નાનો મુલક આવેલો છે. બંગાળાની પૂર્વે તિપરા અને ચિતાગોંગના ડુંગરામાં બીજાં ઘણાં નાનાં સંસ્થાનો છે. પર્વતોમાં વસનારા લોકો અર્ધા આર્ય અને અર્ધા બ્રહ્મી છે. ખંદીઆં સંસ્થાનો અને છોટા નાગપુરમાં બીજાં ઘણાં સંસ્થાનો છે તે વિષે આગળ કહેલું છે. બહાર પ્રાંતનાં અગ્નિ કોણના રાજમહાલ પહાડોમાં સોંથલ જાત વસે છે. સોંથલ જાત અને ખંડીઆ મહાલ તથા છોટા નાગપુરની પહાડી જાતો અનાર્ય ( અસલી ) છે અને પોતાની જુની ભાષાં બોલે છે.

## आसाम.

એ દેશનું ક્ષેત્રફળ ૪૬,૩૦૭ ચોરસ મૈલ છે. એમાંની લગભગ ૩૦,૦૦૦ મૈલ ભૂમિ ઇંગ્રેજના તાબામાં છે; તે પર હકૂમત કરનારને મુખ્ય કમિશનર કહે છે. બાકીનો દેશ ઇંગ્રેજ તાબાની પહાડી જાતીનો છે. આખા દેશની વસ્તી ૫૪,૧૬,૫૧૦ માણસની છે. એ દેશ ભરતખંડની ઇશાન કોણમાં છે. એની ઉત્તરે ભૂતાન અને હિમાલયમાં વસનારી કેટલીક સ્વતંત્ર જાતિઓનો મુલક, દક્ષિણે અને પશ્ચિમે બંગાળા, તથા પૂર્વ બ્રહ્મદેશના ડુંગરામાનો મણિપુર પ્રાંત તથા કેટલાક પહાડી સ્વતંત્ર લોકનો મુલક છે. એમાં બ્રહ્મપુત્ર નદ વહે છે, અને એનું મુખ્ય નગર ગૌહત્તી છે.

બ્રહ્મપુત્ર નદના કાંઠાનો પ્રદેશ, તથા તેની આસપાસના પહાડી પ્રદેશો મળી એ પ્રાંત થયેલો છે. બ્રહ્મપુત્ર તિબેટમાં થઇને પૂર્વમાં વહી હિમાલયના પૂર્વ છેડાંને ફરી વળે છે, અને આસામમાં થઈ છેક પશ્ચિમમાં વહે છે. બ્રહ્મદેશના પર્વતો તથા તેમને કાટખૂણે આવેલા ડુંગરાને લીધે એ નદનો માર્ગ એકાએક બદલાય છે. એ છેલ્લા ડુંગરાને નાગ, ખાંશીઆ, જીનતેહ, અને ગારો કહે છે આસામ તાબાના કાચરમાં થઇને એ ડુંગરા આસામ, સિલહટ અને બંગા-

ળાના બીજા દેશો વચ્ચે આવેલા છે. ગારો ડુંગરને ફરી વળી એ નદ બંગાળાના મેદાનમાં ઉત્તરે છે અને દક્ષિણે વહે છે.

આસામની ખીણનો પ્રદેશ સપાટ છે, તેમાં નીચા ડુંગરા ઘણાં છે, અને વહેળા પણ પુષ્કળ છે. એમાં ખનિજ, સારા કોયલા, લોઢું અને ચૂનાની ખાણો છે. ત્યાંની હવા ચાના છોડને બહુ માફક છે. વળી સારૂં રૂ, ફળ, અને શાક ભાજી ઊંચી ભૂમિમાં ઊગે છે. આસામની ભેંસો ઘણી વખણાય છે. એમાં માત્ર રેશમનો વણાટ, લોઢા કામ તથા માટીનાં વાસણ બને છે.

એમાં ઘણાં ઘાડાં જંગલો છે. તેમાં લાખ, રબર વગેરે વસ્તુઓ સિવાય ઈમારતી લાકડું પુષ્કળ થાય છે. મ્હૈસૂરની પેઠે એ જંગલોમાં જંગલી હાથીઓનાં ટોળાં રહે છે. એવું કહેવાય છે કે દુનિયાના બીજા ભાગ કરતાં આસામના ડુંગરામાં વરસાદ વધારે વરસે છે.

સને ૧૮૨૪ માં બ્રહ્મી લોક પાસેથી એ દેશ જીતી લીધો. એમાં વસનારા લોકો પોતાની જુદી ભાષા બોલે છે; અને સપાટ ભૂમિમાં વસનારા લોકોની રીતભાત છેક આર્યના જેવી નથી, તેમ છેક બ્રહ્મ લોકના જેવી નથી; પરંતુ પહાડી જાતો નિરાળી છે, અને મૂળ વતની જેવી દેખાય છે.

## स्वतंत्र पहाडी राज्यो.

**नेपाळ**—એ રાજ્યોમાં નેપાળનું રાજ્ય સર્વથી મોટું છે. એ હિમાલયમાં સાંકડો પ્રદેશ છે. એની ઉત્તરે તિબેટ, દક્ષિણે વાયવ્ય પ્રાંતો, અયોધ્યા, અને બંગાળા, પશ્ચિમે વાયવ્ય પ્રાંતોમાંનો કમાઉન પ્રાંત, અને પૂર્વે સિકિમ છે. એમાં ઘણા વહેળા અને કુશી નદી છે. એમાં હીમાલય પર્વતનાં ઊંચામાં ઊંચાં શિખરો, જેવાં કે अवरेस्ट કે गौरी-शंकर, धवलगिरी વગેરે છે. એનું મુખ્ય શહેર खटमंडु છે.

દરિયાની સપાટીથી હિમાલયની ઊંચાઈ ૨૯,૦૦૦ ફુટ કરતાં પણ વધારે કહેવાય છે. આ ઊંચા પર્વતોની દક્ષિણે નીચા ડુંગરો છે, તેઓના શિખર અને ખીણો રસાળ છે, અને હવા બહુ સારી છે આ રસાળ ભાગની દક્ષિણે જંગલો છે, તેમાં કીમતી ઈમારતી લાકડાં

થાય છે, અને એની દક્ષિણે તિરાઈ એટલે ભેજવાળાં વન છે. તિરાઈનો કેટલોક ભાગ નેપાળના રાજ્યમાં છે અને કેટલોક ઇંગ્રેજના મુલકોમાં છે. નેપાળમાં ધાતુની ખાણો પુષ્કળ છે, અને કેટલાક ધાતુના ઘાટ સારા થાય છે. વસ્તીમાં તાતાર તથા તિબેટી લોક છે. તેઓ અને આર્ય લોક, સેળભેળ થઈ ગયા છે. એ પર ગુરખા લોક રાજ્ય કરે છે. લોકો બૌદ્ધ ધર્મ પાળે છે, અને ભરતખંડ અને તિબેટની ભાષાઓની મિશ્રિત ભાષા બોલે છે.

મુખ્ય શહેર ખટમંડુમાં મહારાજા રહે છે તેને નામે પ્રધાન રાજ્ય ચલાવે છે. પહેલાં એ રાજ્ય ચીનના પાદશાહને તાબે હતું, પરંતુ હાલમાં સ્વતંત્ર છે. લોકો ઉદ્યમી, શૂરા, અને શરીરે દૃઢ છે.

**ભૂતાન—આસામ અને તિબેટની વચ્ચે બીજું પહાડી રાજ્ય ભૂતાન છે. એનું મુખ્ય શેહેર તાસિસ્યુડન એની અને નેપાળની વચ્ચે સિકિમ છે.**

એ રાજ્ય હિમાલયમાં છે અને તાતાર વંશની જાતોના હાથમાં છે. તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે. લામા નામે બૌદ્ધ ધર્મ ગુરૂઓની મોટી સંખ્યાનું તથા સરદારોનું લોકને ભરણ પોષણ કરવું પડે છે. એ સરદારો દર ત્રણ વરસે પોતામાંથી એકને મુખ્ય ઠરાવે છે. લોકો ઉદ્યોગી છે, પરંતુ રાજ્ય કરનારા તેમનું રક્ષણ કરી શકતા નથી, અને ધર્મ ગુરૂઓ તેમના પર જૂલમ કરે છે.

નાનાં રાજ્યો—આસામની ઉત્તર સીમા ઉપર, તથા આસામ અને બંગાળાની પૂર્વે સરહદ ઉપર બહ્મી એટલે તાતાર વંશની ઘણીક પહાડી જાતો વસે છે. પરંતુ તેમાંની કેટલીક ભરતખંડના બીજા ભાગોમાંની મૂળ જાતોને મળતી આવી છે. એમાંની ઉત્તરે ડફળા અને આબોર, અને પૂર્વે કુકી અને લુશૈ જાતો વિકરાળ છે. અને નજીક વસનારા સુધરેલા લોકોને લૂટે છે. એ પહાડોમાં મણિપુરના રાજાના તાબાનું સંસ્થાન માત્ર સુધરેલું છે.

## પોર્ટુગીઝ તથા ફ્રેંચ લોકનાં સંસ્થાનો.

**પોર્ટુગાલના રાજાના તાબાનાં દમણ, ગોવા, અને દીવ, સંસ્થાનો વિષે આગળ મુંબઈ ઇલાકામાં કહેલું છે.**

હુગલી નદીના કાંઠાપર चंद्रनगर, એ ફ્રાન્સ દેશને કબજે છે. એ કલકત્તાથી ૧૭ મૈલને અંતરે છે. મદ્રાસ ઈલાકાના પૂર્વ કાંઠા ઉપર ત્રણ શેહેરો અને તેઓની આસ પાસનો કેટલોક મુલક, તથા પશ્ચિમ કાંઠા પર એક શહેર એજ દેશને તાબે છે. એ ચાર સ્થળનાં નામ:–ગોદાવરીના મુખ આગળ (૧) यानान. મદ્રાસની દક્ષિણે (૨) पोंदिशरी તથા (૩) कारिकल, અને મલબાર કાંઠાપર કાનાનોર અને કાલિકટની વચ્ચે (૪) माही છે. મુખ્ય શેહર पोंदिशरी છે.

---

# प्रकरण ४ थुं.

## यूरोप खंड.

**સીમા**—ઉત્તરે ઉત્તર મહાસાગર, પશ્ચિમે આટ્લાંટિક મહાસાગર, દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર, આર્કિપેલેગો સમુદ્ર, મારમોરા સમુદ્ર, કાળો સમુદ્ર, અને કાકેસસ પર્વત; અને પૂર્વે કાસ્પિઅન સમુદ્ર, યૂરલ નદી, અને યૂરલ પર્વત છે.

યૂરોપ અને એશિયા જોડાજોડ છે; આફ્રિકા અને યૂરોપની વચ્ચે ભૂમધ્ય સમુદ્ર છે, અને અમેરિકાથી એ આટલાંટિક મહાસાગરે કરીને જુદો પડેલો છે.

### यूरोपखंड मांहेला देशो.

| | |
|---|---|
| १. ग्रेटब्रिटन અને आयर्लंड. | ९. स्वीडन અને नार्वे. |
| २. फ्रान्स. | १०. यूरोपी रुशिआ. |
| ३. स्पेन. | ११. आस्ट्रिआ અને हंगरि. |
| ४. पोर्टुगाल. | १२. स्विट्झर्लंड. |
| ५. बेल्जियम. | १३. इटालि. |
| ६. होलांड અથવા नेथर्लंड. | १४. यूरोपी तुर्कस्तान. |
| ७. जर्मेनी. | १५. ग्रीस. |
| ८. डेन्मार्क. | |

## यूरोप खंड मांहेला मुख्य समुद्रो.

१. श्वेत समुद्र—રૂશિઆની ઉત્તરે છે.

२. बाल्टिक समुद्र—સ્વીડનને જર્મની અને રૂશિઆથી જુદો પાડે છે.

३. उत्तर समुद्र—અથવા जर्मन समुद्र—ઇંગ્લાંડની અને જર્મની, ડેન્માર્ક વગેરેની વચ્ચે છે.

४. भूमध्य समुद्र—યૂરોપ અને આફ્રિકાની વચ્ચે છે.

५. आड्रिआटिक समुद्र—ઇટાલી અને તુર્કસ્તાનની વચ્ચે છે.

६. आर्किपेलेगो—એ ગ્રીસ અને એશિઆઈ તુર્કસ્તાનની વચ્ચે છે.

७. मार्मोरा समुद्र—એ યૂરોપી તુર્કસ્તાન અને એશિઆઈ તુર્કસ્તાનની વચ્ચે છે.

८. काळो समुद्र—એ રૂશિઆ અને એશિઆઈ તુર્કસ્તાનની વચ્ચે છે.

९. आझोफ समुद्र—એ રૂશિઆની દક્ષિણે છે.

१०. आइरिश समुद्र—તથા नार्थ चानल અને सेंट ज्यार्जिस चानल એ ઇંગ્લાંડ અને આયર્લાંડની વચ્ચે છે.

११. इंग्लिश चानल—એ ઇંગ્લાંડ અને ફ્રાન્સની વચ્ચે છે.

**ધર્મ અને રાજ્ય રીતિ**—યૂરોપમાં માત્ર તુર્કસ્તાનમાં મુસલમાની રાજ્ય છે, બાકી સર્વ ઠેકાણે ખ્રિસ્તિ ધર્મ ચાલે છે. ખ્રિસ્તી ધર્મમાં મુખ્ય ત્રણ ભેદ છે, પ્રાટેસ્ટંટ, રોમન કાથલિક અને ગ્રીક. રૂશિઆ અને ગ્રીસના રહેવાશીઓ તથા યૂરોપી તુર્કસ્તાનમાં બે તૃતીયાંશ લોકો ગ્રીક ધર્મ પાળે છે; ગ્રેટ બ્રિટન, હોલાંડ, જર્મનિ, ડેન્માર્ક, સ્વીડન અને નાર્વે, તથા સ્વિટઝર્લાંડના લોકો પ્રોટેસ્ટંટ છે; અને બાકીના દેશો ઘણું કરીને રોમન કાથલિક છે.

તુર્કસ્તાન અને રૂશિઆમાં રાજાની ઇચ્છા પ્રમાણે રાજ્ય વ્યવસ્થા કરવામાં આવે છે. બાકીના દેશોમાં પ્રજાની સંમતિથી કાયદા બાંધીને તે પ્રમાણે રાજા રાજ્ય કરે છે. સ્વિટ્ઝર્લાંડમાં અને ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય છે. તેથી લોકો જેમને પસંદ કરે છે તેઓ રાજ્ય ચલાવે છે.

૧. ગ્રેટબ્રિટન અને આયર્લંડ ઉપર ઇંગ્લાંડના રાજાનો અમલ છે. ગ્રેટ બ્રિટન બેટમાં ઇંગ્લાંડ અને સ્કોટ્લાંડ એ બે દેશ છે.

## ( ૧ ) ઇંગ્લાંડ.

ઇંગ્લાંડના બે વિભાગ થઈ શકે, ઇંગ્લાંડ અને વેલ્સ. ઇંગ્લાંડમાં ૪૦ પરગણાં અને વેલ્સમાં ૧૨ પરગણાં છે.

**મુખ્ય પર્વતો**—ચિવિઅટ પહાડ એ ઇંગ્લાંડ અને સ્કોટ્લાંડની વચ્ચે છે. એ સિવાય કુંબર્લાંડમાં સ્કાફેલ અને વેલ્સમાં સ્નોડન વગેરે પર્વતો છે.

**મુખ્ય નદીઓ**—ટેમ્સ ઇંગ્લાંડની દક્ષિણે છે. તે જર્મન સમુદ્રને મળે છે. એને કાંઠે લંડન શહેર છે. સેવર્ન એ બ્રિસ્ટલ ચાનલને મળે છે. મર્સી એ આઇરિશ સમુદ્રને મળે છે; એને કાંઠે લિવર્પૂલ છે. વળી ટાઇન, ટ્રેન્ટ, હમ્બર, આઊસ, ડી, અને વાઇ એ મોટી નદીઓ છે.

**મુખ્ય સરોવરો**—ડર્વેન્ટવાટર, અલ્સ્વાટર અને વિન્ડમીર.

**મુખ્ય દ્વીપો**—માન, આંગલ્સી, અને વાઇટ. વળી જર્સી ગર્નેસી, આલ્ડર્ની અને સાર્ક એ ચાનલના ટાપુ છે.

**મુખ્ય ભૂશિરો**—લાન્ડ્સ એન્ડ એ ઇંગ્લાંડનું છેક પશ્ચિમ બિંદુ અને લિઝર્ડ એ છેક દક્ષિણ બિંદુ છે. સ્ટાર્ટ અને બીચી હેડ એ ઇંગ્લાંડના દક્ષિણ કાંઠાપર અને સ્પર્ન હેડ તથા ફ્લાંબરો હેડ એ ઇંગ્લાંડના પૂર્વ કાંઠાપર છે. એ સિવાય

વેલ્સમાં આંગલ્સી બેટની પાસે નાના ટાપૂમાં હોલિ હેડ, વગેરે બીજી ઘણી છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—મનાઇની સામુદ્રધુની એ કાર્નાર્વન અને આંગલ્સી બેટની વચ્ચે છે. ડોવરની સામુદ્રધુની એ જર્મન સમુદ્ર અને ઇંગ્લિશ ચાનલને જોડે છે.

**મુખ્ય અખાતો**—સાલ્વે ફર્થ, મોરીકાંબી, બ્રિસ્ટલ ચાનલ, કાર્ડીગન, વાશ વગેરે.

**ઇંગ્લાંડનાં મુખ્ય શહેરો**—લંડન એ રાજધાનીનું શહેર ટેમ્સ નદી ઉપર છે. એ દુનિયામાં મોટામાં મોટું શહેર છે. લિવર્પૂલ એ મર્સી નદી ઉપર મોટું બંદર છે. માંચેસ્ટર એ સૂતરને કાપડનાં કારખાનાંને માટે પ્રખ્યાત છે.

ન્યૂકાસલ ટાઇન નદી ઉપર છે. એની પડોશમાં કોયલાની મોટી ખાણો છે.

બાર્મિંગહામ અને શેફીલ્ડ માં છરીઓ વગેરે લોહાનાં હથિયારો બને છે.

લીડ્ઝ માં ઊનની જાણસો બનાવવાનાં કારખાનાં છે.

નોટિંગહામ માં કોર અને મોજાં સારાં વણાય છે.

બ્રિસ્ટલ અને હલ એ બે મોટા બંદર છે.

ઓક્સફર્ડ, કેમ્બ્રિજ, લંડન અને ડર્હામ યુનિવર્સિટિઓ (વિદ્યાલયો) ને માટે પ્રખ્યાત છે.

કાન્ટર્બેરિ અને યાર્ક માં બે મોટા ધર્માધ્યક્ષો રહે છે.

પોર્ટસ્મથ અને પ્લિમથ એ ઇંગ્લાંડનાં નૌકા સૈન્યનાં સ્થળ છે.

ઇટન, હેરો, વિન્ચેસ્ટર અને રુગ્બિ મોટી શાળાઓ માટે પ્રસિદ્ધ છે.

એ શિવાય ડોવર, બ્રૈટન, સૌથામ્પ્ટન, વુલ્વર્હામ્પ્ટન, કાર્લૈલ, સંડર્લાંડ, બ્રાડ્ફોર્ડ, ગ્રીનિચ, લીડ્સ, વિંડ્સર વગેરે મોટાં શહેર છે.

**વેલ્સનાં મુખ્ય શહેરો**—कार्डिफ અને स्वान्सी એ બે મોટાં બંદરો છે, અને मार्थिर टिड्विल એ મોટામાં મોટું શહેર છે. मिल्फोर्ट हेवन બંદર એવું તો મોટું છે કે તેમાં સઘળું ઇંગ્રેજી નૌકાસૈન્ય સહિ સલામત રહી શકે છે.

**મુખ્ય નિકાસ**—કલાઈ, કોયલાં, ઊન અને રૂનું કાપડ, લોઢાનો સામાન, કાચ, યંત્રો, કાગળ ઇત્યાદિ.

## ( २ ) स्काट्लांड.

એમાં ૩૩ પરગણાં છે.

**મુખ્ય પર્વતો**—ગ્રામ્પિઅન પર્વતોની હારમાં बेन्नेविस પર્વત એ ગ્રેટ બ્રિટનમાં સર્વથી મોટામાં મોટો છે. એ સિવાય નાના નાના પહાડો ઘણા છે. સ્કાટ્લાંડનો ઉત્તર અને મધ્ય ભાગ પહાડી છે.

**મુખ્ય નદીઓ**—ट्वीड, फोर्थ, डी, टे, स्पे, नेस, क्लैड અને निथ. એમાંની પહેલી છ નદીઓ સ્કાટ્લંડની પૂર્વે સમુદ્રને મળે છે.

**મુખ્ય સરોવરો**—સુંદર સરોવરને માટે સ્કાટ્લાંડ પ્રખ્યાત છે. સૌથી મોટું સરોવર लाक् लोमोन्ड છે. એ સિવાય लाक् श्चिन, लाक् मारी, लाक् नेस, लाक् आवी, लाक् टे વગેરે મોટાં સરોવર છે.

**મુખ્ય દ્વીપો**--ઉત્તરે आर्कनी અને शेट्लांड, हेब्रिडीस કે पश्चिम द्वीप, વગેરે ઘણાક બેટ પશ્ચિમ કાંઠે છે.

**મુખ્ય ભૂશિરો**—डनेट हेड એ છેક ઉત્તર બિંદુ અને गालोवेनो मल એ છેક દક્ષિણ બિંદુ છે. એ શિવાય બીજી ઘણી છે.

**મુખ્ય અખાતો**—फोर्थ, टे, मोरे, क्लैड, सोल्वे વગેરે અનેક અખાત કાંઠા પર છે.

**મુખ્ય શહેરો**—एडिन्बरो એ રાજધાની. ग्लास्गो એ

સ્કોટલાંડમાં મોટામાં મોટું નગર છે. એ સૂતરાઉ કાપડ તથા વહાણુ, એન્જીન, વગેરે યંત્રો બનાવવાનાં કારખાનાંને માટે પ્રખ્યાત છે. आबर्डीन અને डंडी માં સણનું કાપડ બને છે. मीनाक અને लीथ એ બે મોટાં બંદર છે. આબર્ડીન, એડિન્બરો સેંટ આંડ્રૂસ અને ગ્લાસગોમાં યુનિવર્સિટિઓ છે. पर्थ અને पेस्ली માં ઘણી જાતનો માલ બને છે. डंफ्रीझ, फाल्कर्क, स्टर्लिंग, વગેરે ઘણાંક મોટાં શહેરો છે.

**મુખ્ય નિકાસ**—ઇંગ્લાંડ પ્રમાણે.

## ( ३ ) आयर्लंड.

એ મોટો દ્વીપ છે. अल्स्टर, लीन्स्टर, मन्स्टर, અને कोनोट એવા એના ચાર પ્રાંત કરેલા છે. એ પ્રાંતોના ૩૨ પરગણાં કરેલાં છે.

**મુખ્ય પર્વતો**—ઉત્તર અને પશ્ચિમ કાંઠા પર છે. ઊંચામાં ઊંચા પર્વત કોનોટ પ્રાંતમાં છે. પૂર્વ કાંઠે मोर्ने અને विक्लो પર્વત છે.

**મુખ્ય નદીઓ**—फोईल અને बान, એ ઉત્તરે વહે છે. बाइन, लिफी અને स्लेना એ આઇરિશ સમુદ્રને મળે છે. सुअर અને ली એ દક્ષિણ તરફ સમુદ્રને મળે છે. આયર્લાંડમાં સૌથી મોટામાં મોટી નદી शानन છે, તે કેટલાંક સરોવરમાં થઇને પશ્ચિમ તરફ આટલાંટિક મહાસાગરને મળે છે.

**મુખ્ય સરોવરો**—निआ, अर्न, मास्क, कारिब, री, डर्ग, किलार्नी ઇત્યાદિ.

**મુખ્ય દ્વીપો**—ઉત્તરે राथ्लिन, પશ્ચિમે क्लेर बेट आरान, અને वालन्शिआ ઇત્યાદિ.

**મુખ્ય ભૂશિરો**—क्लीअर, એ આયર્લાંડની દક્ષિણે એક બેટમાં છે. मालिन हेड એ આયર્લાંડનું છેક ઉત્તર બિંદુ. પૂર્વમાં फेर हेड ઇત્યાદિ.

**મુખ્ય અખાત**—ડોનિગલ, સ્લૈગો, ગાલ્વે, બેલ્ફાસ્ટ, ફોઈલ, ઈત્યાદિ. બીજા ઘણા અખાત કાંઠા પર છે.

**મુખ્ય શહેરો**—રાજધાની ડબ્લિન, લિફી નદી ઉપર છે. એની પાસે કિંગ્સ ટાઊન બંદર છે. ડબ્લિનમાં એક યુનિવર્સિટિ છે. બેલફાસ્ટ માં સણનું કાપડ સારૂં બને છે. વાટફોર્ડ, કાર્ક, અને તેની પાસે ક્વીન્સ ટાઉન, શાનન નદી ઉપર લિમરિક, અને લંડનડરી એ મોટા શહેર છે.

આયર્લાંડ ખેતી અને ખનિજમાં ઈંગ્લાંડ અને સ્કાટલાંડની બરોબરી કરી શકતું નથી. પરંતુ વનસ્પતિને માટે પ્રખ્યાત છે. ત્યાંની હવા એટલી તો અનુકૂલ છે અને વરસાદ એટલો બધો વરસે છે કે ત્યાંનાં ખેતરોમાં હમેશાં લીલોતરી રહે છે. એ માટે એ દેશને કોઇ કોઈ વાર લીલો ટાપૂ કહે છે.

## ૨. ફ્રાન્સ.

એનાં ૮૭ પરગણાં કીધેલાં છે.

**મુખ્ય પર્વતો**—પિરીનીઝ ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે. આલ્પ્સ ફ્રાન્સને ઇટાલી તથા સ્વિટ્ઝર્લાંડથી જુદો પાડે છે.

**મુખ્ય નદીઓ**—સીન એ ઇંગ્લિશ ચાનલને મળે છે. લુઆર અને ગારોન બિસ્કેના ઉપસાગરને મળે છે. ર્‌હોન એ લૈઓન્સ અખાતને મળે છે.

**મુખ્ય દ્વીપો**—કાર્સિકા, હિરીઝ, અશન્ટ, ઇત્યાદિ.

**મુખ્ય ભૂશિરો**—લાહોગ અને બાકર્લુર એ ફ્રાન્સની ઉત્તરે છે.

**મુખ્ય અખાતો તથા ઉપસાગરો**—બિસ્કેનો ઉપસાગર એ ફ્રાન્સની પશ્ચિમે છે. લૈઓન્સ અખાત એ ફ્રાન્સની દક્ષિણે છે.

**મુખ્ય શહેરો**—પારિસ એ સીન નદીપર છે. એ ફ્રાન્સની

રાજધાની છે, અને આખી દુનિયામાં સૌથી સુંદર શહેર છે. रुएन, लाइल, टुलूस, અને બીજાં ઘણાં શહેરો મોટાં છે અને વેપાર તથા કારખાનાંને માટે પ્રખ્યાત છે. शर्बर्ग અને ब्रेस्ट એ બે આટ્લાંટિક મહાસાગર ઉપર નૌકા સૈન્યનાં ઠેકાણાં છે. नान्टस એ લુઓર નદીને કાંઠે વેપારનું સ્થળ છે. ગારોન નદીને કાંઠે बोर्डो પણ વેપારનું સ્થળ છે. એમાં દ્રાક્ષનો દારૂ સારો થાય છે, અને બીજા દેશમાં ઘણો મોકલવામાં આવે છે. ભૂમધ્ય સમુદ્ર ઉપર मार्सेल्स અને टुलोन નામે બે મોટાં બંદર છે. ફ્રાન્સમાં બીજે નંબરે મોટામાં મોટું નગર लैओन्स કરીને હ્રોન અને સોન નદીઓના સંગમ ઉપર છે. એમાં રેશમી વણાટનાં કારખાનાં છે.

એ સિવાય हेवर, केले, ओर्लियन्स, एविन्यों, एमियन्स, बेयोन, नीस, सांग्हेटीन, વગેરે શહેરો છે.

ફ્રાન્સના લોકો ઘણા હોશિયાર અને ઉદ્યોગી છે. આખી દુનિયામાં અતિ રસાળ અને બળવાન દેશોમાં એ દેશ ગણાય છે. ફ્રેંચ કે ફ્રાન્સિસ લોક સઘળા હુંનર અને વિદ્યામાં કુશળ છે.

**મુખ્ય નિકાસ**—દ્રાક્ષનો દારૂ, રેશમી, સણનું અને ઊનનું કાપડ, કોર, કાચ, મેવા, આભૂષણ, ઈત્યાદિ.

## ३. स्पेन.

સ્પેન અને પોર્ટુગાલ એ ફ્રાન્સની દક્ષિણે દ્વીકલ્પ છે. સ્પેનના ૪૯ પ્રાંત કરેલા છે.

**મુખ્ય પર્વત**—पिरिनीझ ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે. એ સિવાય બીજા ઘણા પહાડ છે.

**મુખ્ય નદીઓ**—डुरो, टेगस, અને બીજી નદીઓ આટ્લાંટિક મહાસાગરને મળે છે. इब्रो ભૂમધ્ય સમુદ્રને મળે છે.

**મુખ્ય દ્વીપો**—બલીઆરી ટાપુઓ ( માજોર્કા, મિનોર્કા, ઐવિઝા અને ફ્રોર્મેન્ટેરા ) ભૂમધ્ય સમુદ્રમાં છે. આટ્લાંટિક મહાસાગરમાં કાનેરી ટાપુઓ છે.

**સામુદ્રધુની**—જિબ્રાલ્ટરની સામુદ્રધુની સ્પેન અને આફ્રિકાની વચ્ચે છે, ને તે આટ્લાંટિક મહાસાગરને અને ભૂમધ્ય સમુદ્રને જોડે છે.

**મુખ્ય ભૂશિરો**—ઓર્ટિગલ એ છેક ઉત્તર બિંદુ અને ફિનિસ્ટેર એ છેક પશ્ચિમ બિંદુ છે. દક્ષિણે ટ્રાફલ્ગાર. કઝ્ઝ એ સ્પેનનું છેક પૂર્વ બિંદુ અને ટરિફા એ સ્પેનનું અને યૂરોપનું છેક દક્ષિણ બિંદુ છે.

**મુખ્ય શહેરો**—માડ્રિડ, એ માંઝનરીઝ નદીને કાંઠે રાજધાની છે. ટોલિડો એ ટેગસ નદી ઉપર છે. સાલામાંકામાં એક યુનિવર્સિટિ છે. સારાગોસા એ ઈબ્રો નદીને કાંઠે છે. એ સિવાય સેવિલ અને ગ્રાનેડા એ બે મોટાં નગર છે. બાર્સીલોના, વાલન્શિઆ, કેડિઝ્ઝ, કોરન્ના વગેરે મોટાં બંદર છે. જિબ્રાલ્ટર એ જિબ્રાલ્ટરની સામુદ્રધુની ઉપર ઘણો મોટો કિલ્લો છે. તે ઇંગ્રેજને તાબે છે.

સ્પેનના લોક આળસુ છે અને યૂરોપમાં તેમનો ઘણો ભાર બોજ નથી. તેઓ સ્પાનિશ ભાષા બોલે છે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, ઘોડા, તલવારનાં પાનાં, ચામડાં, રેશમ, ઊન, દ્રાક્ષનો દારૂ, બદામ, નારંગી અને બીજો મેવો. સ્પેનમાં ખનિજો પુષ્કળ છે.

## ૪. પોર્ટુગાલ.

એમાં ૧૦ પ્રાંત છે.

**મુખ્ય નદીઓ**—ડૂરો અને ટેગસ એ બંને આટ્લાંટિક મહાસાગરને મળે છે.

**મુખ્ય દ્વીપો**—આઝોર્સ, મડીરા અને કેપ વર્ડ બેટ આટ્લાંટિક મહાસાગરમાં છે.

**મુખ્ય ભૂશિરો**—સેંટ વિન્સેટ એ દક્ષિણે; સાંટામેરિઆ એ પોર્ટુગાલનું છેક દક્ષિણ બિંદુ છે. રોકા યૂરોપનું છેક પશ્ચિમ બિંદુ છે.

**મુખ્ય શહેરો**—લિસ્બોન એ રાજધાની ટેગસ નદીના મુખ ઉપર છે. ઓપોર્ટો એ ડૂરો નદી ઉપર છે. એમાં દ્રાક્ષનો દારૂ સારો થાય છે. કોઇંબ્રામાં યુનિવર્સિટિ છે.

પોર્ટુગાલના પર્વતોમાંથી ખનીજ નીકળે છે. સ્પેનના લોકો કરતાં પોર્ટુગાલના લોક* વધારે ઉદ્યોગી છે. તેઓ પોર્ટુગીઝ ભાષા બોલે છે. તેમના પર રાજાનો અમલ છે.

**મુખ્ય નિકાસ**—દ્રાક્ષનો દારૂ, ઊન, બદામ, નારંગી અને બીજો મેવો, રેશમી કાપડ, ઈત્યાદિ.

## ૯. બેલ્જિયમ.

એ ફ્રાન્સની ઇશાન કોણમાં નાનો દેશ છે. એમાં ૯ પ્રાંત છે.

**મુખ્ય નદીઓ**—મ્યુસ (અથવા મઉસ) અને શેલ્ટ એ બન્ને જર્મન સાગરને મળે છે.

**મુખ્ય શહેરો**—બ્રસેલ્સ એ સેન નદીને કાંઠે કોર કે ફીત અને શેતરંજીના વણાટને માટે પ્રખ્યાત છે. આન્ટવર્પ એ શેલ્ટ નદી ઉપર વેપારનું સ્થળ છે. માલીન્સ (અથવા મેશલિન) એ કોર અને સણના કાપડને માટે પ્રખ્યાત છે ઘેન્ટ એ લીસ અને શેલ્ટ નદીઓના સંગમ ઉપર છે તેમાં હુન્નરના કારખાનાં છે. લીએજ માં લુહાર કામ તથા ઘડિયાળો બને છે. મુખ્ય બંદર ઓસ્ટેન્ડ છે.

* એ લોકને કેટલાક ફિરંગી કહે છે, પણ યૂરોપના સઘળા લોકને આશિયામાં એ નામ આપે છે. ગુ. ટ્રા.

કોર, ફીત અને બીજા સુંદર વણાટનાં કારખાનાને માટે બેલ્જિયમ પ્રસિદ્ધ છે. એમાં કોયલા અને લોઢાની ખાણો પુષ્કળ છે.

બેલ્જિયમમાં ખેતી સારી થાય છે. એ દેશની વસ્તી યૂરોપના બીજા દેશો કરતાં વધારે ઘાડી છે. લોકો અડધા ફ્રેંચ અને અડધા વલંદા છે. તેઓ ઉદ્યોગી અને હુન્નરમાં કુશળ છે. તેમના પર રાજાનો અમલ છે.

## ६. होलांड अथवा नेथर्लांड.

એ નાનું રાજ્ય બેલ્જિયમની ઉત્તરે છે. હોલાંડનો રાજા બેલજિયમની દક્ષિણે અને ફ્રાન્સ તથા જર્મનિની વચ્ચે આવેલા લુકસેમ્બર્ગ નામે પરગણાનો ઠાકોર પણ છે. હોલાંડનાં ૧૧ પ્રાંત કરેલા છે.

**મુખ્ય નદીઓ**—મ્યુસ ( અથવા મઉસ ), ऱ्हाइन અને શેલ્ટ એ ત્રણે જર્મન સમુદ્રને મળે છે.

**મુખ્ય દ્વીપો**—वाल्केरन, ટેક્સલ અને બીજા ઘણાક ટાપુઓ દરીયા વડે જમીનથી જુદા પડેલા છે.

**મુખ્ય નગરો**—आमस्टर्डाम એ વાઈ નદી ઉપર રાજધાની છે, અને મોટા વેપારનું સ્થળ છે. रोटर्डाम મ્યુસ ( અથવા મઉસ ) નદી ઉપર વેપારની જગ્યા છે. વાયવ્ય કોણમાં हेग નામે શહેર છે તેમાં સરકારી મુખ્ય કચેરી છે. હેગ પાસે લેડન છે. लेडन, युट्रेक्ट અને ग्रोनिंगन એ ત્રણ નગરીઓમાં યુનિવર્સિટિઓ છે.

હોલાંડ સપાટ દેશ છે. તેમાં ઘણા ઉપસાગર છે. ભરતીનું પાણી દેશપર ફરી વળતું અટકાવવાને વાસ્તે પાળ કે બાંધકામ કર્યાં છે. વેપારનો માલ વગેરે લઈ જવાને સારૂ ઘણી નેહેરો ખોદેલી છે.

હોલાંડના રહેવાશીઓને આપણા લોક વલંદા કહે છે.

ઈંગ્રેજીમાં તેમને ડચ કહે છે; તેઓ જર્મન ભાષાને કંઈક મળતી પોતાની જુદી જ ભાષા છે. તેઓ ઉદ્યોગી અને હોશિયાર છે. તેઓ બાગ બગીચા તથા ખેતીના કામમાં કુશળ છે, અને બહાદુર વહાણવટીઓ છે.

વલંદા અને બેલજિયમના લોક બારીક* હુનરમાં તેમાં વિશેષ કરીને ચિત્ર વિદ્યામાં ચઢીઆતા છે. સઘળા હુન્નર અને યંત્ર શાસ્ત્રમાં તેઓ કુશલ છે.

મુખ્ય નિકાસ—ઢોર અને દરિયાઈ માછલી, માછલાં પકડવાને સારૂ વલંદા લોક વહાણો લઈ સમુદ્રમાં ફરે છે.

## ૭ जर्मनि.

એની પૂર્વે રૂશિઆ, અગ્નિ કોણમાં અને દક્ષિણે આસ્ટ્રિઆ અને સ્વિટઝર્લાન્ડ, પશ્ચિમે ફ્રાન્સ, બેલ્જિયમ, અને હોલાંડ અને ઉત્તરે ઉત્તર સમુદ્ર, જેનું બીજું નામ જર્મન સાગર છે તે, ડેન્માર્ક, અને બાલટિક સમુદ્ર છે.

જર્મનિમાં ઘણાં રાજ્યો છે, તેઓ એક બીજાં જોડે સામાન્ય હિતથી બંધાયલા છે. એમાં સર્વથી મોટું રાજ્ય પ્રુશિઆનું છે. હાલ પ્રુશિઆના મહારાજને જર્મનિના બીજા રાજાઓએ પોતાનો ઉપરી એટલે કૈસર કે મહારાજાધિરાજ નીમ્યો છે.

જર્મનિમાં મોટાં ચાર સંસ્થાનો નીચે પ્રમાણે છે:—

| मोठां राज्य. | मुख्य शहेर. |
|---|---|
| प्रुशिआ. | बर्लिन. |
| साक्सानि. | ड्रस्डन. |
| बावेरिआ. | म्युनिच. |
| वर्टेम्बर्ग. | स्टटगार्ट. |

* કેટલાક કિસબમાં ઝીણી ને સુંદર કારીગરી છે, જેમકે નકશી કાતરવાનું છબી ચીતરવાનું, ગાયન વગેરે. તેવાને બારીક હુનર કહે- છે. ગ્ર. પ્ર.

એ ચારે સંસ્થાનોના અધિપતિ મહારાજ કહેવાય છે.

એ ચાર મોટાં રાજ્યો ઉપરાંત બીજાં નાનાં ૧૯ સંસ્થાનો અને ત્રણ સ્વતંત્ર શહેરો છે. આલ્સેસ અને લુરેન પ્રાંતો ફ્રાન્સ પાસેથી હાલમાં જીતી લીધા છે.

જર્મનિ ઘણું કરીને અતિ વિસ્તીર્ણું સપાટ દેશ છે, પરંતુ દક્ષિણે અને પશ્ચિમે પર્વતોની હાર આવેલી છે, તથા એ દેશના વર્ટેમ્બર્ગ, અને બાવેરિઆ સંસ્થાનો આલ્પ્સ પર્વતની શાખાઓની લગોલગ છે.

**મુખ્ય નદીઓ**—विस्तुला અને ओडर એ બંને બાલ્ટિક સમુદ્રને મળે છે. एल्ब, वीसर, અને ऱ्हाइन એ ત્રણ નદીઓ ઉત્તર સમુદ્ર (જર્મન સાગર) ને મળે છે. મોટી हान्यूब નદી જર્મનિની દક્ષિણે વર્ટેમ્બર્ગ અને બાવેરિયા સંસ્થાનોમાં થઇ આસ્ટ્રિઆમાં જાય છે.

જર્મનિના તાળાવમાં મોટામાં મોટો બેટ रुगेन બાલ્ટિક સમુદ્રમાં છે.

**મુખ્ય શહેરો**—डानटझिग, વિસ્ટુલા નદીના મુખ આગળ છે; એ અનાજના વેપારનું મોટું ઠેકાણું છે. ब्रेस्ला, फ्रान्कफोर्ट, અને स्टेटिन ઓડર નદી ઉપર. बर्लिन, સ્પ્રી-નદીને કાંઠે જર્મનિની રાજધાની છે, અને એમાં યુનિવર્સિટિ છે. ड्रेस्डन સાક્સનિની રાજધાની છે. माग्डिबर्ग એ મજબૂત કિલ્લો છે. એ બંને એલ્બ નદીને કાંઠે છે. हाम्बर्ग એલ્બ નદી ઉપર; એ સ્વતંત્ર શહેર જર્મનિમાં મોટા વેપારનું ઠેકાણું છે. आल्टोना એલ્બ નદીને કાંઠે ब्रेमेन વીસર નદીને કાંઠે સ્વતંત્ર શહેર છે. फ्रान्कफोर्ट મેઇન નદીને કાંઠે. स्टास्बर्ग અને कोलोन ર્હાઇન નદી ઉપર, मेट्स મોઝેલ નદી ઉપર એ સિવાય लीप्झिक, સાલ નદીને કાંઠે हाल, गोटिगन, અને म्युनिच (બાવેરિઆની

રાજધાની ) એ ચાર શહેરોમાં યુનિવર્સિટિઓ છે. કીલ; લ્યુબેક એ સ્વતંત્ર શહેર ટ્રેવ નદીને કાંઠે છે; સ્ટ્રાલ્સેન્ડ અને કોનિગ્સબર્ગ એ ચારે બાલ્ટિક સમુદ્રને કાંઠે કે કાંઠા-પાસે મોટાં બંદર છે.

જર્મનિની ભૂમિ ઘણું કરી રસાળ છે, અને તેમાંથી ખનિજો પુષ્કળ નીકળે છે. લોકો ઉદ્યોગી અને હુન્નર તથા લડાઇના કામમાં પ્રસિદ્ધ છે. એ માટે યૂરોપ ખંડમાંના અતિ બળવાન રાજ્યોમાંનું એક રાજ્ય જર્મનિ છે.

**મુખ્ય નિકાસ**—સણ, ઊન, ઈમારતી લાકડું, ધાન્ય, તમાકુ, જસત, મદિરા, મીઠું, કેરોસીન તેલ, અને ઢોર. પ્રશિઆને કિનારે અમ્બર જડે છે. જર્મનિમાં અનેક જાતનો કીમતી માલ પુષ્કળ બને છે, તેમાં વિશેષે કરીને સણનાં અને ઊનનાં અને હીરાગળ કાપડ, યંત્રો, ચીનાઈ વાસણ, રમકડાં, સુગંધીમય પદાર્થો, વાજિંત્રો અને વિદ્યાને ઉપયોગનાં યંત્રો.

## ૮. ડેન્માર્ક.

ડેન્માર્ક નાનો દેશ છે. એ દેશ બાલ્ટિક સમુદ્ર અને ઉત્તર સમુદ્રની વચ્ચે જર્મનિમાંથી ફૂટેલા દ્વીપકલ્પનો ઉત્તર ભાગ ( જટ્લાંડ ) તથા કેટલાક ટાપુઓ મળીને થયલો છે.

**મુખ્ય દ્વીપો**—ઝીલાંડ, ફ્યુનેન, લાલાંડ ઇત્યાદિ. આટ્-લાંટિક મહાસાગરમાં ગ્રીનલાંડની પૂર્વે ઐસલાંડ કરીને બેટ છે. તેમાં હેક્લા નામે જ્વાળામુખી પર્વત છે. ઐસ-લાંડની દક્ષિણે ફેરો બેટ છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—સૌંડ એ સ્વીડન અને ઝીલા-ન્ડની વચ્ચે છે. ગ્રેટ બ્રેલ્ટ એ ઝીલાંડ અને ફ્યુનેન બેટોની વચ્ચે છે. લિટ્લ્બેલ્ટ એ ફ્યુનેન અને જર્મનિમાં

સ્લેસ્વિગની વચ્ચે છે. काटीगाट એ જટ્લાંડ અને સ્વીડ-નની વચ્ચે છે. स्कागराक એ જટ્લાંડ અને નાર્વેની વચ્ચે છે.

**મુખ્ય અખાત**—लीम्फयोर्ड જટલાંડમાં છે.

**મુખ્ય શહેર**—कोपन्हेगन, એ રાજધાની ઝીલાંડ બેટમાં છે. एल्सिनोर પણ ઝીલાંડમાં છે.

ડેન લોક સ્વીડન અને નાર્વેના રહેવાશીઓને મળતા છે, અને તેમની ભાષા નાર્વેની અને સ્વીડનની ભાષાને મળતી છે. તેમના પર રાજાનો અમલ છે. તેઓ ઉદ્યોગી અને હોશિયાર છે; તથા કુશળ વહાણવટી છે.

**મુખ્ય નિકાસ**—ઢોર અને ધાન્ય.

### ૧. स्वीडन અને नार्वे.

સ્વીડન અને નાર્વેને કોઈ કોઈ વાર स्कांडिनेविआ કહે છે. બંને દેશો મળી દ્વીપકલ્પ થયલો છે, તેની ઉત્તરે ઉત્તર મહાસાગર, પાશ્ચમે આટ્લાંટિક મહાસાગર અને ઉત્તર સમુદ્ર, દક્ષિણે સ્કાગરાક, કાટીગાટ અને સૌંડની સામુદ્રધુની, અને પૂર્વે બાલ્ટિક સમુદ્ર, બોથનિઆ અખાત અને ફ્રિન્લાંડ છે.

એ બન્ને દેશો મળી એક રાજ્ય થયલું છે.

### स्वीडन.

એ દેશ નાર્વેની પૂર્વે છે અને તેમનાથી મોટો છે એના ત્રણ પ્રાંતો કરેલા છે.

**મુખ્ય શહેર**—स्टाक्होम એ રાજધાની, મિલર સરોવર અને બાલ્ટિક સમુદ્રના સંગમ ઉપર; સ્ટાક્હોમની ઉત્તરે अप्सला; એમાં યુનિવર્સિટિ છે. घोटनबर्ग એ સ્ટાક-હોમથી ઉતરતું વેપારનું મથક છે; અને कार्लस्कोना એ સ્વીડ નૌકાસૌન્યનું સ્થળ છે.

**મુખ્ય સરોવરો**—વેનર, વેટર, અને મિલર.

**મુખ્ય ટાપુઓ**—ગોથલાંડ અને ઑલાંડ.

## નાર્વે.

એના છ પ્રાંત કરેલા છે.

એ દેશ પહાડી છે. એ પર્વતો ઉત્તર દક્ષિણ આવેલા છે. ઉત્તર ભણીના ડુંગરોને કોલન પર્વત કહે છે, તે એની અને સ્વીડનની વચ્ચે છે.

**મુખ્ય દ્વીપો**—માર્જારો અને લોફોડન સમૂહ; આખો કાંઠો નાના નાના બેટથી ભરપૂર છે અને અખાત તથા ઉપસાગરથી ખંડિત થયલો છે.

સ્વીડનની પેઠે નાર્વેમાં પણ ઘણા સરોવર છે, પરંતુ તેમાંનાં ઘણાં ખરાં સ્વીડનનાં સરોવર કરતા નાનાં છે.

**મુખ્ય ભૂશિરો**—નોર્ડકિન એ યૂરોપ ખંડનું છેક ઉત્તર બિંદુ છે. उत्तर भूशिर એ ઉત્તરે અને નેઝ દક્ષિણે છે.

**મુખ્ય શહેરો**—ક્રિસ્ટિઆનીઆ એ રાજધાની છે. બર્ગન એ વેપારનું સ્થળ છે. નાર્વેની ઉત્તરે હામર્ફેસ્ટ નામે શહેર યૂરોપ ખંડમાં સર્વેથી ઉત્તરમાં છે. એમાં ઊનાળામાં બે માસ સુધી સૂર્ય આથમતો જ નથી.

એ બન્ને દેશોના લોકો ઉદ્યોગી અને હોશિઆર છે તથા ડેન લોકની પેઠે કુશળ વહાણવટી છે.

**સ્વીડન તથા નાર્વેનો મુખ્ય નિકાસ**—લોઢું, બૂન દાણા, રૂપું, ધાન્ય, ઈમારતી લાકડું ઈત્યાદિ. સ્વીડનની લોઢાની ખાણો આખી દુનિયામાં અતિ પ્રસિદ્ધ છે.

## ૧૦. યૂરોપી રુશિઆ.

એની ઉત્તરે ઉત્તર મહાસાગર અને નાર્વે, પશ્ચિમે બોથનિઆ અખાત, બાલ્ટિક સમુદ્ર, રૂશિઆ, આસ્ટ્રિઆ અને મોલ્ડેવિઆ, દક્ષિણે કાળો સમુદ્ર અને કાકેસસ

પર્વત, અને પૂર્વે કાસ્પિઅન સમુદ્ર, યૂરલ નદી અને યૂરલ પર્વત છે.

કાસ્પિઅન સમુદ્ર, યૂરલ નદી અને યૂરલ પર્વતની પૂર્વે એશિઆઈ રૂશિઆના પ્રાંતો છે, તેમનું વર્ણન પાછળ કરી ગયા છીએ. કાકેસસ પર્વતની દક્ષિણના રૂશિઆના પ્રાંતનું વર્ણન પણ પાછળ કરેલું છે. યૂરોપી રૂશિઆના ૫૩ પ્રાંતો છે, તેમાં ફિન્લાંડ, અને પોલાંડ નામે પહેલાં સ્વતંત્ર રાજ્ય હતું તે, આવેલા છે.

**મુખ્ય પર્વતો**—काकेसस, એ યૂરોપમાં ઊંચામાં ઊંચા પર્વત છે; અને यूरल પર્વત.

**મુખ્ય નદીઓ**—डीना એ શ્વેત સમુદ્રને મળે છે. विश्चुला ( વિસ્ટુલા ) એ રૂશિઆમાં ને રૂશિઆમાં વહી બાલ્ટિક સમુદ્રને મળે છે. नीपर એ કાળા સમુદ્રને મળે છે, डोन એ આઝોફ સમુદ્રને મળે છે. वोलगा અને यूरल એ બંને નદીઓ કાસ્પિઅન સમુદ્રને મળે છે.

**મુખ્ય દ્વીપો**—स्पिट्‌बर्गन અને नोवाझेम्ब्ला, એ ઉત્તર મહાસાગરમાં છે.

**મુખ્ય સરોવરો**—लाडोगा, ओनीगा, इलमेन ઈત્યાદિ. યૂરોપમાં મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર લાડોગા છે; અને કાસ્પિઅન સમુદ્ર આખી દુનિયામાં મોટામાં મોટું ખારા પાણીનું સરોવર છે. યૂરોપી રૂશિઆ અને એશિઆઈ રૂશિઆથી લગભગ એની હદ્દ થયલી છે.

**મુખ્ય સામુદ્રધુની**—कर्ट्‌क એ આઝોફ સમુદ્ર અને કાળા સમુદ્રને જોડે છે.

**મુખ્ય અખાતો અને ઉપસાગરો**—आर्कँजल અને ओनीगा નામે ઉપસાગર શ્વેત સમુદ્રમાં છે. बोथ्‌निआ, फिन्लांड, અને रैगा અખાતો બાલ્ટિક સમુદ્રમાં છે. पेरीकाप અખાત ક્રિમીઆ અને રૂશિઆની વચ્ચે છે.

**મુખ્ય શહેરો**—सेंटपीटर्सबर्ग, એ હાલની રાજધાની **નીવા** નદી ઉપર છે. એ શહેર સને ૧૭૦૩ માં મહાન્ **પીટરે** વસાવ્યું. એની પાસે તથા **નીવા** નદી ઉપર क्रोन्स्टाट નામે મજબૂત કિલ્લો છે. વસ્તીમાં સેંટપીટર્સબર્ગથી ઉતરતું मॉस्को શહેર **મોસ્કવા** નદી ઉપર છે. એ રૂશિઆની જૂની રાજધાની છે. वार्सा એ **પોલાંડની** રાજધાની વિશ્ચુલા નદી ઉપર. रैगा, એ **ડ્વીના** નથી ઉપર મોટું બંદર છે. ત્યાં એ નદી **રૈગા** અખાતને મળે છે. आर्केजल **ડ્વીના** નદી ઉપર બંદર છે. ત્યાં એ નદી **શ્વેત** સમુદ્રને મળે છે, आस्ट्राखान **વોલ્ગા** નદી ઉપર બંદર છે. ત્યાં એ નદી **કાસ્પીઅન** સમુદ્રને મળે છે. ओडेस्सा એ **કાળા** સમુદ્રના કાંઠા ઉપર બંદર છે; અને सेबास्टपोल એ **ક્રિમીઆ** દ્વીપકલ્પને કાંઠે નૌકા સૈન્યનું સ્થળ છે.

રૂશ લોક યૂરોપની બીજી પ્રજા જેટલા સુધરેલા નથી. રાજ્યના મોટા વિસ્તાર અને બળે કરીને તે યૂરોપના અતિ બળવાન કે મુખ્ય રાજ્યોમાં ગણાય છે. એ દેશ ઉપર અધિકાર ચલાવનાર પાદશાહને ઝાર કહે છે, અને એની ઇચ્છા પ્રમાણે ધારા બાંધવા વગેરેનું સઘળું કામ ચાલે છે. રૂશ લોકની પુષ્કળ જાતો છે. તેમાંની ઘણીક સ્લાવ છે; ઉત્તરે અને દક્ષિણે મુગલ કે તાતાર લોક વસે છે. રૂશ રાજ્યમાં ઘણીક ભાષાઓ બોલાય છે. પરંતુ સાધારણ ભાષા રૂશ છે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, સણ, ભીંડી, ઇમારતી લાકડું, ચરબી, તેલ, ઊન, ચામડા, સલોમચર્મ (રૂવાંટીવાળાં ચામડાં), ભરત ભરવાનું લૂગડું, દોરડાં, ડામર, પારદર્શક સરેશ, ઇત્યાદિ. રૂશિઆમાં ખેતી અને ચારો સારો થાય છે. યરલ પર્વતમાં ધાતુની સારી ખાણો છે. હાલમાં હુન્નર દાખલ થતા જાય છે.

## ૧૧. आस्ट्रिआ अने हंगरि.

આસ્ટ્રિઆ અને હુંગરી એ બંને દેશો મળીને મોટું બળવાન રાજ્ય થએલું છે. તેનો અધિપતિ આસ્ટ્રિઆનો મહારાજાધિરાજ અને હુંગરીનો મહારાજ કહેવા છે. આસ્ટ્રિઆની પૂર્વે હુંગરી છે. એ બંને દેશોની ઉત્તરે રૂશિઆ અને જર્મનિ, પશ્ચિમે જર્મનિ, સ્વિટ્ઝર્લાંડ અને ઈટાલિ, દક્ષિણે ઇટાલિ, આડ્રિઆટિક સમુદ્ર અને તુર્કસ્તાન; અને પૂર્વે તુર્કસ્તાન રૂશિઆ છે.

આસ્ટ્રિઆના રાજ્યના ૧૭ પ્રાંતો કરેલા છે. તેમાં પોલાંડના જૂના રાજ્યના તાબાના બે પ્રાંતો આવેલા છે. હુંગરીના રાજ્યના પાંચ પ્રાંતો કરેલા છે.

એ દેશ ઘણોજ પહાડી છે, પશ્ચિમે અને દક્ષિણે आल्प्स પર્વત, અને હુંગરિની લગભગ બે બાજૂએ कार्पेथिअन પર્વત એ મુખ્ય છે.

**મુખ્ય નદીઓ**—ડાન્યુબ એ જર્મનિમાંથી નીકળી આસ્ટ્રિઆમાં જાય છે. इन्न, ड्रेव, थीस, सेव, ઈત્યાદિ નદીઓ ડાન્યુબને મળે છે.

**મુખ્ય સરોવર**—बालेटनसी, न्युसीड्लरसी ઈત્યાદિ.

**મુખ્ય શહેર**—विएना, એ સુંદર રાજધાની ડાન્યુબ નદી ઉપર છે. અને प्रेस्बर्ग, व्युडा ( અથવા ઓફેન ), અને પેસ્થ પણ ડાન્યુબ નદી ઉપર છે. પેસ્થ એ હુંગરિની રાજધાની છે. प्रेग એ બોહીમિઆ પ્રાંતની રાજધાની છે. इन्स्ब्रक એ ટિરલ પ્રાંતમાં યુનિવર્સિટિને માટે પ્રસિદ્ધ છે. ट्रिएस्ट એ આડ્રિઆટિક સમુદ્રને કિનારે મોટું બંદર છે. क्रेमनि એ હુંગેરિમાં હુન્નરી માલને માટે પ્રખ્યાત છે.

આસ્ટ્રિઆના રાજ્યમાં જર્મનોના હાથમાં રાજ્ય સત્તા છે, અને હુંગરિમાં મુગલ જાતના મગિઆર લોકના

હાથમાં મુખ્ય રાજ્ય સત્તા છે. પરંતુ આસ્ટ્રિઆ અને હંગરિમાં સ્લેવોનિઅન લોકની વસ્તી પુષ્કળ છે. નૈઋર્ત્ય કોણુમાં ઇટાલિઅન જાતના લોકની અને અગ્નિ કોણુમાં ગ્રીક વગેરેની વસ્તી પુષ્કળ છે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, શણુ, ધાતુ, ઓલીવનું તેલ, મેવો, દ્રાક્ષનો દારૂ, લાકડાં, ઊન, લોઢાનો સામાન, હથિયાર, યંત્રો, વગેરે.

આસ્ટ્રિઆ અને હંગરિની ભૂમિ રસાળ છે અને તેમાં સઘળી જાતની ધાતુઓની મોટી ખાણો છે.

## ૧૨. સ્વિટ્ઝર્લાંડ.

એ નાનો પ્રદેશ છે. એની ઉત્તરે અને પૂર્વે જર્મનિ અને આસ્ટ્રિઆ, દક્ષિણે ઇટાલિ અને પશ્ચિમે ફ્રાન્સ છે.

એના ૨૨ ભાગ કરેલા છે.

યૂરોપના સઘળા દેશો કરતાં એ દેશ વધારે પહાડી છે. એમાં આલ્પ્સ પર્વતની ત્રણ મોટી હાર છે. આલ્પ્સ પર્વતનું મોંબ્લાં નામે ઊંચામાં ઊંચું શિખર ફ્રાન્સમાં છે. ત્યાં ફ્રાન્સ, સ્વીટ્ઝર્લાંડ અને ઇટાલિની સરહદો મળે છે.

**મુખ્ય નદીઓ**—હ્રાઇન અને હ્રાન. પરંતુ યૂરોપ ખંડમાં સ્વિટ્ઝર્લાંડ મોટો જળ ક્ષેત્ર પ્રદેશ છે. અને હ્રાઇન તથા હ્રોન સિવાય સ્વિસ આલ્પ્સનું બરફ ઓગળવાથી ડાન્યુબ અને પો નદીઓને પાણી મળે છે.

**મુખ્ય સરોવરો**—કોન્સ્ટન્સ, એની પાસે થઈ હ્રાઇન નદી વહે છે; જિનીવા, એની પાસે થઈને હ્રોન નદી વહે છે. એ સિવાય બીજાં સુંદર સરોવરો ઘણાં છે.

**મુખ્ય શહેરો**—જિનીવા, એ હ્રોન નદી ઉપર છે. અહીં એ નદી જિનીવા સરોવરમાંથી નીકળે છે. એ શહેરમાં ઘડિયાળ અને ઘરેણાં સારાં બને છે. બેસલ ( બાસ્લી

અથવા બાલ ) એ હ્રાઇન નદી ઉપર છે. એ રેશમના વેપારને માટે પ્રસિદ્ધ છે. बर्न એ આર નદી ઉપર રાજધાની છે, झुरिचમાં યુનિવર્સિટિ છે.

ઘણાખરા સ્વિસ લોક જર્મન કુળના છે, પરંતુ ઘણાક ફ્રેંચ અને કેટલાક ઇટાલિઅન છે. લોકો હોશિઆર અને ઉદ્યોગી છે. એ દેશમાં મુખ્યત્વે ખેતી સારી થાય છે. પરંતુ કેટલોક હુન્નરી માલ પણ થાય છે.

**મુખ્ય નિકાસ**—રેશમ, ઘડિયાળ, અલંકાર, ભરતકામ, ઢોર, ઇમારતી લાંકડું, ઇત્યાદિ.

## १३. इटालि.

ઇટાલિ દ્વીપકલ્પની આકૃતિ મનુષ્યના પગ જેવી છે. એની ઉત્તરે આલ્પ્સ પર્વત છે. તે આસ્ટ્રિઆ અને સ્વિટ્ઝર્લાંડથી એને જુદો પાડે છે; પશ્ચિમે ફ્રાન્સ અને ભૂમધ્ય સમુદ્ર, દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર, અને પૂર્વે આડ્રિઆટિક સમુદ્ર તથા આસ્ટ્રિઆ છે.

એ દેશ ઉપર રાજાનો અમલ છે અને હાલમાં એના ૬૯ પ્રાંતો કરેલા છે.

**મુખ્ય પર્વતો**—ઉત્તરે आल्प्स; आपिनैन्स, ઇટાલિની દક્ષિણોત્તર આવેલા છે. નેપલ્સની પાસે विसुविअस અને સિસિલિમાં एट्ना એ બે જ્વાળામુખી પર્વત છે.

**મુખ્ય નદીઓ**—पो અને आडिज. એ બંને આડ્રિઆટિક સમુદ્રને મળે છે. आर्नो અને टैबर એ બંને ભૂમધ્ય સમુદ્રને મળે છે.

**મુખ્ય દ્વીપો**—सिसिलि એ બેટ ઇટાલિની દક્ષિણે ત્રિકોણાકારે છે; ભૂમધ્ય સમુદ્રમાં એ મોટામાં મોટો બેટ છે. सार्डिनिआ, एल्बा, ઇત્યાદિ. સિસિલિની દક્ષિણે माल्टा અને गोझो ઇંગ્રેજના તાબામાં છે.

**મુખ્ય સરોવરો**—ગર્ડા, કોમો અને માજિઆરી. એ સિવાય બીજાં ઘણાં સુંદર સરોવરો છે.

**મુખ્ય ભૂશિરો**—સ્પાર્ટિવેન્ટો ઇટાલિની દક્ષિણે; પાસ્સારો સિસિલિની દક્ષિણે.

**મુખ્ય સામુદ્રધુની**—ઓટ્રાંટો ઈટાલિ અને તુર્કસ્તાનની વચ્ચે છે. મેસિનાનિ સામુદ્રધુની ઈટાલી અને સિસિલિની વચ્ચે છે. બોનિફેશિઓની સામુદ્રધુની સાર્ડિનિઆ અને કોર્સિકાની વચ્ચે છે.

**મુખ્ય અખાત**—વેનિસ અખાત ટારન્ટો અખાત, અને જિનોઆ અખાત.

**મુખ્ય શહેરો**—રોમ એ રાજધાની ટૈબર નદીને કાંઠે છે. આખી દુનિયામાં પ્રસિદ્ધિને પામેલાં શહેરોમાંનું એ એક છે. ઇ. સ. પૂર્વે ૭૫૩ માં એ શહેર વસ્યું. રોમન કાથલિક ધર્મનો અધ્યક્ષ જે પોપ તેનો મુકામ એમાં છે.

ઈટાલિમાં મોટામાં મોટું શેહેર નેપલ્સ ભુમધ્ય સમુદ્રને કાંઠે છે; બીજાં મોટા શહેરોમાં મિલાન પ્રાચીન લાંબર્ડિ પ્રાંતની રાજધાની છે. પાલર્મો એ સિસિલિ બેટની ઉત્તરે સિસિલિની રાજધાની છે. ટ્યૂનિસ એ પો નદીને કાંઠે પ્રાચીન પીડમોંટ પ્રાંતની રાજધાની છે. ફ્લોરેન્સ આર્નો નદી ઉપર ટસ્કનિ પ્રાંતની રાજધાની છે. લેગહોર્ન એ બંદર છે; જિનોઆ, એ એજ નામના અખાત ઉપર બંદર છે; અને વેનિસ એ આડ્રિઆટિક સમુદ્ર ઉપર બંદર છે. વળી પાદૂઆમાં યુનિવર્સિટિ છે. બોલોના, પાર્મા, મેસિના, સાનમરિનો એ સ્વતંત્ર શહેર છે; બ્રિન્ડિસિ એ બંદર છે; ઇત્યાદિ બીજાં મોટાં શહેરો છે.

લોકની ભાષા ઇટાલિઅન છે. તે ફ્રેંચ, સ્પાનિશ અને પોર્ટુગીઝ ભાષાઓને મળતી છે. એ સર્વે ભાષાઓ લાટિન

ભાષામાંથી નીકળેલી છે. લોક હુશિયાર પરંતુ આળસુ અને નિર્ધન છે. વિદ્યા તથા ગાયનાદિક કળાઓમાં કુશળતાને માટે તેઓ પ્રસિદ્ધ છે. તેમનો મુખ્ય ઉદ્યમ ખેતી છે; અને નિકાસમાં મેવો તેલ, દારૂ, રેશમ, સણુ, રસાયની પદાર્થો, ગંધક, આરસ, ઈત્યાદિ.

## ૧૪. यूरोपी तुर्कस्तान.*

એની ઉત્તરે આસ્ટ્રિઆ અને હુંગરિ, તથા રૂશિઆ, પશ્ચિમ આસ્ટ્રિઆ, આડ્રિઆટિક સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર, દક્ષિણે ગ્રીસ, અને પૂર્વે આર્કિપેલેગો, મામોરા સમુદ્ર, અને કાળો સમુદ્ર છે.

એ દેશ ઉપર રાજ્ય કરનાર મુસલમાન રાજાને સુલતાન કહેછે. એના મૂળ ૮ ભાગ કે રાજ્ય કરેલાં હતાં; ડાન્યુબ નદીની દક્ષિણે रोमानिआ, રોમાનિઆની નૈર્ઋત્ય કોણમાં सर्विआ, અને સર્વિઆની દક્ષિણે मॉटिनीग्रो એ ત્રણ સંસ્થાન હાલ સ્વતંત્ર છે.

એમાં પર્વતો ઘણા છે. તેઓમાં મુખ્ય कार्पोथिअन પર્વત, પશ્ચિમે રોમાનિઆ અને હુંગરિને જુદા પાડે છે. પૂર્વ પશ્ચિમ આવેલા बाल्कन પહાડ તુર્કસ્તાનની મધ્ય ભાગે પડેલા છે; અને તુર્કસ્તાનથી દક્ષિણ અને પશ્ચિમે પર્વતોની હાર છે, તે આલ્પસથી ગ્રીસ સુધી ગયલી છે. એ છેલ્લી હારનું ઊંચામાં ઊંચું શિખર ओलिम्पस પર્વત છે.

મુખ્ય નદીઓ—डान्युब એ નદી આસ્ટ્રિઆ અને

---

* સને ૧૮૭૮ માં આ રાજ્યને રૂશિઆએ લડાઈમાં હરાવી તોડી પાડ્યું છે. તેથી સર્વિઆ, રોમાનિઆ, અને મોંટિનિગ્રો પ્રાંતો એ રાજ્યમાંથી નીકળી સ્વતંત્ર થયા છે. બોસ્નિઆ ને હરજીગોવિના પ્રાંતો આસ્ટ્રિઆમાં ભળી ગયા છે. બલગેરિઆ ને પૂર્વે રૂમેલિયા પ્રાંતોમાં પ્રજાસત્તાક રાજ્ય થયાં છે.

હંગરિમાં થઇને તુર્કસ્તાનમાં વહી કાળા સમુદ્રને મળે છે સેવ અને પ્રૂથ એ બે ડાન્યુબને મળનારી નદીઓ છે.

**મુખ્ય દ્વીપો**—ક્રીટ (અથવા કાંડિઆ) અને લેમ્નોસ એ સિવાય બીજા નાના બેટ ઘણા છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—ડાર્ડનલ્સ (અથવા હેલેસ્પોંટ) એ આર્કિપેલેગો અને મામોરા સમુદ્રને જોડે છે; અને બાસ્ફરસ મામોરા સમુદ્રને અને કાળા સમુદ્રને જોડે છે.

**મુખ્ય અખાત**—સાલોનિકા. વળી બીજા નાના નાના અખાતો ઘણા છે.

**મુખ્ય નગરો**—કોન્સ્ટાન્ટિનોપલ કે ઇસ્તંબૂલ એ રાજધાની ઇ. સ. ૩૩૦ માં કોન્સ્ટાન્ટૈન પાદશાહે બાસ્ફરસની સામુદ્રધુની ઉપર વસાવી. આડ્રિઆનોપલ, એ વેપારનું સ્થળ છે; બુચરેસ્ટ એ રોમાનિઆ પ્રાંતની રાજધાની છે; બેલગ્રેડ એ સેવ અને ડાન્યુબ નદીઓના સંગમ ઉપર સર્વિઆ પ્રાંતની રાજધાની છે; સાલોનિકા એ એ જ નામના અખાત ઉપર બંદર છે; અને ગાલીપોલી એ ડાર્ડનલ્સ ઉપર બંદર છે.

રાજ્યની મુખ્ય સત્તા તુર્કના હાથમાં છે, પરંતુ વધારેમાં વધારે વસ્તી સ્લેવોનિઅન લોકની છે, વળી લાટિન કે ગ્રીક કુળના લોક ઝાઝા છે.

એ દેશની ભૂમિ રસાળ છે, અને તેમાં ધાતુઓની ખાણો પુષ્કળ છે. પરંતુ રાજ્યવ્યવસ્થા સારી નથી અને લોકો નિર્ધન અને નિરૂત્સાહી છે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, ઊન, મેવો, ગુલાબનું અત્તર, રેશમ, ચામડાં, ઇમારતી લાકડું, મીઠું, તમાકુ, ઈત્યાદિ.

## ૧૯ ગ્રીસ.

એ તુર્કસ્તાનની દક્ષિણે છે. થ્રાસ અને તુર્કસ્તાન મળીને

લગભગ દ્વીપકલ્પ થયલો છે. પશ્ચિમે અને દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર અને પૂર્વે આર્કિપેલેગો છે. એના ત્રણ ભાગ છે, उत्तर ग्रीस, मोरिआ द्वीपकल्प, અને द्वीपो, એ દેશ પહાડી છે. ઊંચામાં ઊંચો પર્વત पारनासस છે.

**મુખ્ય દ્વીપો**—आयोनियन બેટનો સમૂહ એ ગ્રીસ અને તુર્કસ્તાનની પશ્ચિમે છે. नीग्रोपोंट અને सैक्लेडीस ગ્રીસની પૂર્વ છે.

**મુખ્ય ભૂશિર**—माटापान મોરિઆની દક્ષિણે છે.

**મુખ્ય સંયોગીભૂમી**—कोरिंथनी સંયોગીભૂમિ એ ઉત્તર ગ્રીસ અને મોરિઆને જોડે છે.

**મુખ્ય અખાતો**—पट्रास તથા लीपांटो ( कोरिंथ ) એ બંને ઉત્તર ગ્રીસ અને મોરીઆની વચ્ચે છે. इजिना એ આથેન્સ અને મોરિઆની વચ્ચે છે. એ સિવાય બીજા ઘણા છે.

**મુખ્ય શહેરો**—आथेन्स એ રાજધાની પ્રાચીન ઇતિહાસમાં પ્રખ્યાત થયલાં શહેરોમાંનું એક છે. कोरिंथ, એ કોરિંથની સંયોગી ભૂમિની પાસે છે. नोप्लिआ, એ બંદર છે. स्पार्टा, कोर्फु, थीब्स ઇત્યાદિ બીજાં મોટાં શહેરો છે.

ગ્રીક લોક નિર્ધન છે, અને તેમના પર ઘણા કાળ થયાં નઠારો અમલ ચાલે છે. તેમને વેપાર બહુ ગમે છે. અને તેઓ સારા વહાણવટી છે.

**મુખ્ય નિકાસ**—આમળાં, તેલ, સીસું, ઇત્યાદિ.

---

# प्रकरण ५ मुं.

## आफ्रिका खंड.

આફ્રિકા ખંડ મોટો દ્વીપકલ્પ છે. એ ખંડનો સંબંધ

એશિઆ જોડે સુવેજની સંયોગીભૂમિથી થતો. ઉત્તરે આફ્રિકાની અને યૂરોપની વચ્ચે ભૂમધ્ય સમુદ્ર છે; આફ્રિકાની પશ્ચિમ સીમાએ આટ્લાંટિક મહાસાગર છે; એ ખંડની પૂર્વ હદ્દ ઉપર હિંદી મહાસાગર, લાલ સમુદ્ર, સુવેજ અખાત, અને એશિઆઈ તુર્કસ્તાન, (અરબસ્તાન અને સીરિઆ) આવેલાં છે. વર્ણનને અર્થે આફ્રિકાના ભાગ નીચે પ્રમાણે કરાયઃ—

१. उत्तर आफ्रिका, २. पश्चिम आफ्रिका, ३. दक्षिण आफ्रिका, ४. पूर्व आफ्रिका, ५. मध्य आफ्रिका, ६. द्वीपो.

ઉત્તર આફ્રિકાની વસ્તીનો ઘણો ખરો ભાગ મુસલમાની ધર્મ પાળે છે; પરંતુ આબિસિનિઆમાં યાહુદી તથા ખ્રિસ્તિ ધર્મ માનનારા છે. પશ્ચિમ અને મધ્ય આફ્રિકામાં સીધી લોક વસે છે. સીધી લોક કાળા છે. અને તેમના હોઠ જાડા તથા માથાના વાંળ વાંકડીઆ ને ઊન જેવા છે. એ સીધી લોકમાંથી ઘણી જાતો જંગલી તથા મનુષ્યાહારી છે, ને તેઓ એક એક જોડે સદા યુદ્ધમાં મચેલી રહે છે. દક્ષિણ અને પૂર્વ આફ્રિકાની વસ્તી સીધીઓથી સારી છે. કાંઠાનાં કેટલાંક નગરોમાં મલય તથા અરબ આવી રહ્યા છે.

૧. ઉત્તર આફ્રિકાંમાં (१) मिसर (इजिप्त) અને તેના પાડોશમાં (२) आबिसिनिआ એટલે हबशी देश અને (३) बार्बरी संस्थानो છે.

## (१) मिसर.

આફ્રિકાના ઈશાન કોણમાં મિસર દેશ છે. એ દેશની ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર અને પૂર્વે લાલ સમુદ્ર તથા સુવેજ અખાત છે, પશ્ચિમે ટ્રિપોલી પ્રાંતને તથા લિબ્યારણ્ય નામે સહરાના વિભાગને, અને પૂર્વે અરબસ્તાન તથા

સીરિઆને મિસર સ્પર્શ કરે છે. એમાં નીલ નામે મોટી નદી છે તેનો લાંબો ને સાંકડો પ્રદેશ છે તે શુદ્ધ મિસર છે. એની બંને પડખે રેતીનાં રણ છે. એ રણમાં ઠેકાણે ઠેકાણે રસાળ ટાપુઓ છે, તેઓમાં જળ હોય છે. શુદ્ધ મિસરના ત્રણ પ્રાંત છે, નીચલું મિસર, મધ્ય મિસર અને ઉપલું મિસર. ઉપલા મિસરની દક્ષિણે ન્યુબિયા, કાર્ડોફાન અને બીજા અપ્રસિદ્ધ પ્રાંતો નીલ નદી ઉપરના ગોન્ડાકોરો સુધી ગયલા છે.

**મુખ્ય શહેરો**—નીલ નદીને આરે આવેલું કાયરો (કેરો) શહેર મિસરની રાજધાની છે. કેરોની વાયવ્યે સમુદ્રને કાંઠે આલેક્ઝાન્દ્રિઆ (સિકન્દ્રિઆ) નામે મોટા સિકંદર શાહે વસાવેલું બંદર છે. ઉત્તરે છેડે પોર્ટ સઇદ (સૈયદ બંદર) અને હાલ ખોદેલી સુવેજની નહેરના દક્ષિણ બારા આગળ સુવેજ નામે પ્રખ્યાત ગામો છે. ન્યુબિયાનું મુખ્ય નગર ખાર્તુમ નીલી નીલ અને નીલ નદીઓના સંગમની થડમાં છે.

**મુખ્ય નિકાસ તથા આવક**—અનાજ, તમાકુ, રૂ, ઈત્યાદિ પરદેશ ચડે છે. મધ્ય આફ્રિકામાંથી હાથીદાંત-સુવર્ણ રજ, ચાંમડાં, શાહમૃગ પક્ષીનાં પીછાં, વગેરે વણજારા લાવે છે.

યૂરોપ, ભરતખંડ અને ચીનની વચ્ચે વેપારનો મોટો માર્ગ મિસર દેશ છે. સુવેજની નવી નહેરને* રસ્તે મોટાં વહાણો ભૂમધ્ય સમુદ્ર અને લાલ સમુદ્રમાંથી આવજા કરી શકે છે; વળી આલેક્ઝાંદ્રિઆ બંદરે માલ ઉતારી રેલવે પર ચઢાવી કેરો તથા સુવેજ લઈ જવાય છે.

નીલ નદી પૃથ્વીની બીજી સઘળી નદીઓ કરતાં લાંબી ગણાય છે. વિક્ટોરિઆન્યાંજા અને આલ્બર્ટન્યાંજા નામે વિશાળ સરોવરો નક-

---

* એ નહેર ભૂમધ્ય સમુદ્ર અને લાલ સમુદ્રને જોડે છે. એ નહેરમાં સને ૧૮૬૯ માં વહાણો ચાલવા માંડ્યાં.

શામાં લખ્યાં છે તેમાંથી એ નદી વહે છે. ઘણે દૂર સુધી વહ્યા પછી આબિસિનિઆમાંથી આવનારી નીલી નીલ અને અત્બારા નામે બે નદીઓનો સંગમ તેની જોડે ન્યુબિયામાં થાય છે. એ નદી બે મુખે ભૂમધ્ય સમુદ્રને મળે છે. એમાંના એક મુખને કિનારે રોસેતા અને બીજાને કાંઠે દામિયત્તા કરીને નગરો છે. એ બે મુખની વચ્ચે નીલ દ્વીપ નામે રસાળ પરગણું છે. ઉત્તરમાં ત્રણ પ્રાંતોમાં એટલે શુદ્ધ મિસરમાં બહુ સારો પાક થાય છે. એ ભાગમાં વરસાદ કવચિત જ વરસે છે, પરંતુ નીલ નદીમાં હર વર્ષે મોટું પૂર આવે છે. અને તેના બંને કાંઠાના પ્રદેશમાં એ પરનું પાણી ફરી વળે છે તે ઉપર ખેતીનો આધાર છે. ઉપર કહેલાં મોટાં સરોવરો ભણી ભારે વરસાદ થાય છે તેથી એ રેલ આવે છે. ન્યુબિયા તથા દક્ષિણનો મુલક શુદ્ધ મિસર જેટલો રસાળ નથી ને તેમાં મોટાં રણ છે. ઘણાં પ્રાચીન કાળના સુધરેલા દેશોની પંક્તિમાં મિસર દેશ છે. એમાં રાજ્ય સંબંધી ઘણા ફેરફાર થઈ ગયા છે. હાલનો હાકેમ ખિદિવ એલ મિસર કહેવાય છે, ને તે ઇસ્તમ્બૂલના સુલતાનનો માત્ર નામનો તાબેદાર છે. એ ખિદિવ તથા શુદ્ધ મિસરની અને ન્યૂબિયાની વસ્તીનો ઘણો ખરો ભાગ મુસલમાની ધર્મમાં છે. પરંતુ શુદ્ધ મિસરમાં કેટલાક ખ્રિસ્તિ લોક છે. તેઓ મિસરના અસલી રહેવાશીઓના વંશજ કહેવાય છે. એ મુસલમાનો બહુધા અરબ અને દેશના અશલ રહેવાશીઓની મિશ્ર ઓલાદના છે. ન્યુબિયાની* દક્ષિણમાં તથા કાર્ડોફાનમાં સીધી જાતની વસ્તીનો આરંભ થાય છે. એમાંના ઘણા સીધીને ગુલામ કરી ઉત્તર ન્યુબિયામાં અને શુદ્ધ મિસરમાં આણેલા છે.

## ( ૨ ) आबिसिनिआ के हबशी देश.

એ દેશ પહાડી છે. એની ઉત્તર અને પશ્ચિમ મર્યાદામે લગતો મિસરી રાજ્યના પ્રાંતો છે. એની પૂર્વે આવેલા કાંઠાના મુલક ઉપર મિસરનો રાજા દાવો કરે છે. એની દક્ષિણ સીમાએ સોમાલી તથા ગાલા લોકના મુલક છે. નીલ નદીને મળનારી નીલી નીલ તથા अत्बारा નદીઓનાં

* ન્યુબિયાના મૂળ વતનીઓ ઇથિઓપી કહેવાતા, અને તેઓ પ્રાચીન મિસરના લોકની જાતના હતા.

મૂળ હબશી દેશના પર્વતોમાં છે. આખો દેશ એક મોટા રાજાના સ્વાધીનમાં ન હોતાં ઘણાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયલો છે, ને એ રાજાઓ ઘણું કરીને એક એક જોડે વઘંરા કરવામાં રોકાયલા હોય છે. મધ્યમાં ગોન્દાર અને લાલ સમુદ્રને તીરે મસૂવા બંદર એ નામીચાં શહેરો છે. મસૂવા બંદર હાલ મિસરને તાબે છે. મગ્દલા કરીને પ્રખ્યાત ગઢ છે તેને ઈંગ્રેજે ઈ૰ સ૰ ૧૮૬૮ માં જીત્યો હતો. દેશ રસાળ અને લાકડાં તથા પાણીથી ભરપૂર છે; એવું કહે છે કે બૂન, કપાસ, અને બીજા કિમતી છોડવા વગડામાં ઊગે છે. પણ રાજ્ય વ્યવસ્થા દુર્દશામાં છે અને લોક માઠી અવસ્થામાં છે. ન્યુબિયાના અસલ વતની, યાહુદી, અરબ, સીધી, વગેરે જાતો મળી જઇ હાલની વસ્તી થઈ છે. ઘણા ખરા લોક આમ્હારી બોલી બોલે છે, અને અધમ થયલા રૂપમાં ખ્રિસ્તી ધર્મ પાળે છે.

## ( ३ ) बार्बरी संस्थानो.

ભૂમધ્ય સમુદ્રને કાંઠે પૂર્વમાં મિસરથી પશ્ચિમમાં આટ્લાન્ટિક મહાસાગર સુધી એ સંસ્થાનો છે. એ સંસ્થાનોનાં નામ નીચે પ્રમાણે:—

त्रिपोलि, तुनिस, आल्जीरिया, અને मोराको.

બાર્કા સહિત त्रिपोलि અને ફેજાન નામે મોટો રણદ્વીપ જે હાકેમના તાબામાં છે તેને બે કહે છે, અને તે તુર્કસ્તાનના સુલતાનના હાથ નીચે છે. એ સંસ્થાનની રાજધાનીનું નામ त्रिपोलि છે.

तुनिसનો અધિપતિ પણ બે કહેવાય છે. પહેલાં તે એ જ સુલતાનને તાબે હતો, પણ હાલમાં સ્વતંત્ર છે. વેપારને માટે વખણાયલું મોટું तुनिस શહેર એ સંસ્થાનની રાજધાની છે. એ નગરીની પાસે कार्थेजનું ખંડેર છે.

આલ્જીરિયા ફ્રાન્સને તાબે છે. એના મુખ્ય શહેરનું નામ આલ્જીરિયા અથવા અલ્જીયર્સ છે. કાન્સ્ટન્ટૈન કરીને બીજું મોટું નગર એ સંસ્થાનમાં છે.

મોરાકોના રાજાને સુલતાન કહે છે. એની રાજધાનીનુ નામ મોરાકો છે, ફ્જ નામે મોટા શહેરમાં ચોપડીઓનાં પૂઠાં વગેરે સારૂ સુંદર ચામડાં તૈયાર કરવામાં આવે છે. એ ચામડાંને મોરાકો ચર્મ કહે છે. જિબ્રાલ્ટરની સામુદ્રધુનીને કિનારે તાંજીર અને તેતુવાન બંદરો છે; અને સ્યુતા નામે ગઢ ડુંગર ઉપર જિબ્રાલ્ટરની સામે છે. તેતુવાન બંદર તથા સ્યુતા ગઢ સ્પેન દેશના કબજામાં છે.

એ ચાર બાર્બરી સંસ્થાનોનો મુલક દક્ષિણે મોટાં રણમાં ધૂસેલા છે; એ સંસ્થાનો અને રણની વચ્ચે અટ્લસ પર્વત છે.

મુખ્ય અખાત—સિદ્રા અને કાબેસ.

મુખ્ય ભૂશિર—બોન અને સ્પાર્ટેલ.

અટ્લસ પર્વતની ઉત્તરનાં પ્રદેશમાં અનાજ પુષ્કળ પાકે છે, અને એ પહાડનાં ઢાળ ઉપર ખજૂરીઓ, આલીવ, અને મેવાનાં ઝાડ ઉગે છે. બાર્બરી સંસ્થાનમા ખનિજો પણ મસ છે.

મુખ્ય નિકાસ—ઘોડા, મેવા, અનાજ, તમાકુ, ચામડાં રૂપું, ત્રાંબુ, મીઠું, ઈત્યાદિ.

એ સંસ્થાનોના રહેવાશી અરબ અને અરબને મળતી જાતોની ઓલાદ છે.

## ૨. પશ્ચિમ આફ્રિકા.

બાર્બરી સંસ્થાનની દક્ષિણે મોટું રણ છે; અને મોટા રણની દક્ષિણે તથા પશ્ચિમ કાંઠે નીચે લખેલા દેશો છે:—

(૧) સેનિગાંબિઆ, (૨) ઉપલો ગિની, (૩) નીચલો ગિની, (૪) હાતંતાત્ત ભૂમિ.

( ૧ ) એ ચાર દેશોમાં સૌથી ઉત્તરે સેનિગાંબિઆ છે. એની પૂર્વે સીધી લોકનો સૂદાન દેશ છે.

સેનિગાલ અને ગાંબિઆ નદીઓનો જે પ્રદેશ તે સેનિ-ગાંબિઆ. રિઓગ્રાન્દ કરીને ત્રીજી નદી એમાં છે. સેનિ-ગાંબિઆ અને સૂદાનની વચ્ચેના પહાડોમાંથી એ નદીઓ નીકળે છે.

સેનિગાંબિઆમાં વર્દ ભૂશિર ( કેપ વર્દ ) છે. સર્વેથી પશ્ચિમમાં ગયલું બિંદુ આફ્રિકામાં એ છે.

સેનિગાંબિઆમાં વસનારી ઘણી જાતો મુસલમાની ધર્મમાં છે, અને બીજી સીધી કે અર્ધ સીધી જાતોથી વધારે સુધરેલી છે. એ વસ્તી ઉપરાંત સેનિગાલ નદીને આરે ફ્રાન્સનું સંસ્થાન છે તેની રાજધાનીને સાંગલૂઈ કહે છે. ગાંબિઆ નદીને કાંઠે ઇંગ્રેજનું સંસ્થાન છે તેનું મુખ્ય નગર બાથર્સ્ટ છે. રિઓગ્રાંદ નદી ઉપર પોર્ટુગાલનું સંસ્થાન છે. વધારે દક્ષિણમાં ઇંગ્લાંડનું સિએરા લિઓન નામે સંસ્થાન છે. એના મુખ્ય શહેરને ફ્રીટૌન કહે છે. ગુલામ પકડી લાવીને વેચવાનો ધંધો અટકાવવાને આ સંસ્થાન સ્થાપ્યું છે. વહાણોમાંથી છોડવી લાવેલા ગુલા-મોની અહીં વસ્તી કરી છે.

( ૨ ) સિએરા લિઓનથી લોપાજની ભૂશિર સુધીની પટીને ઉપલો ગિની દેશ કહે છે. એની દક્ષિણે અને પશ્ચિમે ગિનીનો અખાત છે. ઉત્તરમાં ઉપલા ગિની અને સૂદાન દેશની વચ્ચે કાંગ પર્વત આવેલા છે, અને પૂર્વે જે મુલક છે તેની ખોળ હજી કોઈ સુધરેલા માણસે કરી નથી.

ઉપલા ગિનીમાં મોટી નદી એકજ છે. એને જોલિબા કે નૈજર કહે છે. એ સૂદાન દેશમાંથી આવે છે.

મુખ્ય અખાત—નૈજરના દ્વીપની એક પડખે બેનિ-

નનો અખાત છે ને બીજે પડખે બિઆફ્રાનો અખાત છે. ત્રીજો ગિનીનો અખાત છે.

ઉપલા ગિનીનો જેટલો ભાગ દરિયા કાંઠે છે તેટલો જણાયલો છે, તેની પેલી મેરનો ભાગ હજી જણાયલો નથી. એ જણાયલો પ્રદેશ પશ્ચિમ ભણી નૈજર નદીના મુખ લગી પાંણુથળ છે, પણ એ ભાગમાં પાક સારો થાય છે. નૈજરની અગ્નિ કોણમાં કામેરૂન પહાડનો આરંભ થાય છે, ને ત્યાંથી ડુંગરાળો દેશ છે. કાંઠા ઉપરનાં મુખ્ય સ્થળો-લિબારિઆ પરગણું, એનું તાલુકા ગામ મનરોવિઆ છે. છૂટેલા ગુલામોને વસવાને સારૂ અમેરિકાના કોઈ ગૃહસ્થોએ એ સંસ્થાન સ્થાપ્યું છે. વેપારીઓના રક્ષણને અર્થે તથા ગુલામનો વેપાર અટકાવવાને કાજે અંગ્રેજે કેટલાંક થાણાં બેસાડયા છે. એમાંના એકને કેપ કોરટ કાસલ કહે છે. ગિનીના કિનારાના કોઇ ભાગને અનાજ આરો, હાથી દાંત આરો, સુવર્ણ આરો, અને ગુલામ આરો, એમ વેપારની જણસો પ્રમાણે કહે છે.

કાંઠાની સમીપ આવેલાં સીધી લોકનાં રાજ્યોમાંનાં બે પ્રસિદ્ધ છે, એક આશાંતી લોકનું રાજ્ય; એની રાજધાની કૂમાસી નગર છે; બીજું દાહોમી. ઘણુંખરા દેશી રાજાઓ જંગલી છે.

( ૩ ) નીચલો ગિની દેશ વિષુવવૃત્તની દક્ષિણે છે. એનો વિસ્તાર લોપાજભૂશિરથી નીગ્રો ભૂશિર તલક છે. એની પૂર્વ મર્યાદા પર આવેલા મુલકની હકીકત જણાયલી નથી. મધ્ય આફ્રિકા એની દક્ષિણ સીમાએ છે.

મુખ્ય નદી—કાંગો કે જેર.

પોર્ટુગાલનાં વિસ્તીર્ણ થાણાં નીચલા ગિનીમાં છે, અને દેશી રાજ્યો ઘણાં છે. પોર્ટુગાલનાં મુખ્ય સ્થાનનાં નામ

સંત પૌલ દી લોઆન્દા તથા બેંગૂવિલા. એ કિનારો ગુલામના વેપારને માટે પ્રખ્યાત હતો. ગિનીના રહેવાશીઓને તેમની હાલની નઠારી અવસ્થામાં રાખનાર ઘણે દરજ્જે એ વેપાર છે.

સેનિગાંબિઆ અને ગિનીની નિકાસ અનેક છે. સુવર્ણ રજ, હાથી દાંત, શાહમૃગનાં પીંછ, ઈમારતી લાકડાં, ફળ, કોપરેલ, ચામડાં, મધ, ગૂંદર, લાખ, કાચબાની ઢાલ, ચોખા, અને રૂ.

(૪) હાતંતાત દેશ—નીચલા ગિનીથી આરેંજ નદી સુધી એ દેશનો વિસ્તાર છે. એની અને દક્ષિણ આફ્રિકાની વચ્ચે એ નદી છે.

એ દેશ વિષે ઝાઝું જાણવામાં આવ્યું નથી. એમાં ઘણી જાતો વસે છે, તેઓમાં હાતંતાત સૌથી અધમ અવસ્થામાં છે. કાફર જાતને મળતી બીજી જાતો છે, તેઓ મુકાબલે ચઢતી સ્થિતિમાં છે.

## ३. दक्षिण आफ्रिका.

દક્ષિણ આફ્રિકાની હદ ઉત્તરમાં આરેંજ નદી તથા તેને મળનારી વાલ નદી તથા લિમ્પોપો નદીથી થઇ છે.

દક્ષિણ આફ્રિકામાં નીચેના દેશો છેઃ—

| देश. | राजधानी. |
|---|---|
| (१) केप कालोनि ( केपसंस्थान ). | केप टौन. |
| (२) काफरारिआ. | बतरवर्थ. |
| (३) नाताल. | पीतर्मारित्सबर्ग. |
| (४) झूलु देश. | .......... |
| (५) आरेंज संस्थान. | ब्लोमफोंतीन. |
| (३) त्रांसवाल संस्थान. | प्रितोरिआ, |

કેપ કાલોની તથા નાતાલ એ ઈંગ્લાંડનાં વસાવેલાં

વિશાળ સંસ્થાનો છે. સરકારના મોકલેલા ગવર્નરો તેઓ ઉપર અમલ કરે છે. નાતાળની દક્ષિણે કાફરારિઆ છે, અને ઉત્તરે ઝૂલુ દેશ છે; એ બંને કાફર નામે દેશી લોકના છે. આફ્રિકાની ઘણીખરી જાતોથી એ ચડીઆતી હાલતમાં છે. આરેંજ નદી ઉપરના સ્વતંત્ર રાજ્યમાં તથા ટ્રાંસવાલના પ્રજાસત્તાક સંસ્થાનમાં પ્રથમ વસેલા વલંદાના વંશજો રહે છે. એ રાજ્યોને ઇંગ્રેજોએ જીતી પોતાનાં સંસ્થાન બનાવી દિધાં છે.

**મુખ્ય શહેરો**—રાજધાનીઓ કહી તે ઉપરાંત બીજા નગરોમાં મુખ્ય ગ્રેહમ નગર, અને इलिझाबेथ બંદર કેપ કાલોનીમાં છે, અને दर्बान ( નાતલ બંદર ) નાતાલમાં છે.

**મુખ્ય ભૂશિરો**—केप गुड होप ઇ. સ. ૧૪૯૩ માં બાર્થો લોમ્યુદિઆઝે શોધી કહાડી; आग्वल्हास ભૂશિર.

**મુખ્ય અખાત**—तेबल,फाल्स,अलगोआ, તથા डीलागोआ

**મુખ્ય નિકાસ**—ઊન, બૂન, દાણા; શાહમૃગનાં પીંછ, ચામડાં અને દ્રાક્ષનો દારૂ. નાતાલમાંથી ખાંડ અને હાથી દાંત. નાતાલ તથા વલંદાનાં બંને સંસ્થાનોમાં સોનું તથા હીરા જડે એવાં સ્થળો હમણાં માલમ પડ્યાં છે.

## ૪. पूर्व आफ्रिका.

દક્ષિણમાં ટ્રાંસવાલ સંસ્થાન અને ઝૂલુ દેશથી ઉત્તરમાં એદન અખાત સુધી पूर्व आफ्रिकानो વિસ્તાર છે.

### पूर्व आफ्रिकाना देश.

| देशोनां नाम. | राजधानी. |
|---|---|
| सोफाला. | सोफाला. |
| मोझांबिक. | मोझांबिक. |
| झांझीबार. | झांझीबार. |
| सोमाली देश. | .......... |
| गाला देश. | .......... |

એ દેશોમાંના સોફાલા અને મોઝામ્બિક પોર્ટુગાલને લાગે છે; ઝાંઝીબારમાં મુસલમાન સુલતાનનો અમલ છે; અને છેલ્લા બે દેશો જંગલી હાલતમાં છે. ઉપર જે રાજધાનીઓ કહી તે ઉપરાંત ઝાંઝીબારમાં मोम्बासा નગર અને સોમાલીમાં वर्बरा બંદર, તથા એદનના અખાતને કિનારે ગાલા દેશમાં जैला બંદર છે.

**મુખ્ય પર્વતો**--એના પહાડો ઉત્તરમાં ગ્વાર્દાફુવી ભૂશિરથી દક્ષિણમાં કેપ ગુડ હોપ સુધી કાંઠાને સમાંતર છે. એ લાંબા પર્વતોમાં સર્વેથી ઊંચો किलिमानजारो નામે છે. ઝાંઝીબાર અને મોટા સરોવરના પ્રદેશની વચ્ચે એ શિખર છે.

**મુખ્ય સામુદ્રધુની**—मोझाम्बीक નામે છે. તે મોઝામ્બીક પ્રાંત અને મોટા માદાગાસ્કર બેટની વચ્ચે છે.

**મુખ્ય નદી**—झाम्बेझी, એ મોઝામ્બીકની સામુદ્રધુનીને મળે છે.

**મુખ્ય ભૂશિર**—ग्वार्दाफुवी, એ આફ્રિકાનું છેક પૂર્વ બિંદુ છે.

**મુખ્ય દ્વીપો**--झांजीबार; એમાં झांजीबार શહેર છે. माडागास्कर; એની રાજધાનીનું નામ तानानारीबो છે. कोमोरू દ્વીપો; એમાં દેશી સંસ્થાનો છે. बुर्बों ફ્રાન્સને કબજે છે; मोरिस (રાજધાની पोर्टलुई) તથા सैचल્સ ઇંગ્લાંડને સ્વાધીન છે; सोकोट्रा बेट.

પૂર્વ આફ્રિકામાંની સોનું અને હાથી દાંત પર દેશ ખાતે ચઢે છે. એમાં ગુલામોનો વેપાર બહોળો ચાલે છે, પરંતુ એ વેપાર બંધ પાડવાનું ઝાંઝીબારના સુલતાને ઇંગ્લાંડને હાલમાં વચન આપ્યું છે. મોરિસ બેટમાંથી સરસ ખાંડ પરદેશ મોકલવામાં આવે છે. પૂર્વ કાંઠે અરબ વેપારીઓ ઘણા

વસેછે, અને પશ્ચિમ તથા મધ્ય આફ્રિકાના સીધી લોક કરતાં ત્યાંના અસલી રહેવાશીઓ દક્ષિણના કાફરો તથા ઉત્તરના હબશી લોકની પેઠે ચઢીઆતા છે.

## ૯. मध्य आफ्रिका.

मध्य आफ्रिकाના ઘણા ભાગની હજી ભાળ લાગી નથી; તો પણ નીચેના દેશો કહી શકાયઃ—

( १ ) सहरा के मोटुं रण.
( २ ) सुदान के सीदी देश.
( ३ ) मोटां सरोवरोनो प्रदेश.
( ४ ) मध्य आफ्रिकानो दक्षिण भाग.

( १ ) सहरा के मोटुं रण બાર્બરી સંસ્થાનોની દક્ષિણેથી શરૂ થાય છે, ને પૂર્વમાં મિસરથી તે પશ્ચિમમાં આટલાંટિક સુધી ફેલાયલું છે. એ સહરામાં ઘણાક રસાળ અને પુષ્કળ પાણીવાળા રણદ્વીપો છે. બાર્બરી અને સૂદાનની વચ્ચે ઊંટ વડે વેપાર ચલાવનારા વણજારાને મુકામ કરવાને એ ટાપુઓ કામ લાગે છે. એમાંના फज्जान નામે એક ટાપુ વિષે ત્રિપોલીના વર્ણનમાં કહ્યું છે. રણમાં વસનારા લોક અને બાર્બરીના લોક એક જાતના છે, ને તેઓ ધર્મે મુસલમાન છે.

( २ ) सूदान के सीधी देश સહરાની દક્ષિણે છે. પશ્ચિમે સેનિગાંબીઆથી તે પૂર્વમાં મિસરનાં કાર્દોફાન સુધી તેનો વિસ્તાર છે. દક્ષિણમાં સૂદાનની હદ ઉપર ઉપલો ગિની દેશ તથા આફ્રિકા ખંડના મધ્યનો નહિ જણાયલો મુલક છે. સૂદાનમાં કેટલાક દેશી રાજા છે; એમાંનાં જાણવામાં આવેલાં નગરોનાં નામ सेगो, तिम्बक्तू અને बोआस એ ત્રણે નૈજરને કાંઠે કે કાંઠાની પાસે છે; साकातु; શાદ (ચાડ)

સરોવરને તીરે कैका; કાર્દોફાનને લગતો દારફુર પ્રાંત છે તેમાં कोबे શહેર છે. એ શહેરને મિસરના રાજાએ હાલ જીતી લીધેલું સંભળાય છે.

**મુખ્ય નદી**—नैजर છે. એનાં બીજાં નામ जालिब्रा ને क्वारा છે. કાંગ પર્વતમાંથી નીકળી ચકરાવો ખાઈ સૂદાન અને ઉપલા ગિનીમાં થઈ ગિનીના અખાતને મળે છે. ડાબે કાંઠે નૈજરને મળનારી શાદા નદી છે.

**મુખ્ય** સરોવરનું નામ चाड છે. એમાં **શારી** વગેરે નદીઓનું પાણી આવે છે.

**મુખ્ય પર્વત**—कोंग પર્વત એ સૂદાનને સેનિગાંબિઆ તથા ઉપલા ગિનીથી જુદો પાડે છે. સૂદાનની દક્ષિણમાં શાદા નદીના મૂળની થડમાં आलांटिका પહાડ છે.

**સીધી** લોકનું મૂળ સ્થાન સૂદાન દેશ છે. એ લોક બહુધા પાખંડી ધર્મમાં છે; હાલ ઘણાક મુસલમાન થવા લાગ્યા છે.

(३) मोटां सरोवरोनो प्रदेश—સૂદાનની દક્ષિણે અજાણ્યું રણ છે. ઈ. સ. ૧૮૫૭ માં એ રણની તથા ઝાંઝીબારની વચ્ચેના મુલકમાં ઘણાં વિશાળ સરોવરો કપ્તાન સ્પીકને જડયાં. એ જડવાથી **નીલ** નદીનાં મૂળ શોધી કહાડવાનું માન તે પામ્યો. તે નદી એ સરોવરમાંથી નીકળે છે. પૂર્વે એ બિના કોઈના જાણવામાં નહતી. એ સરોવરોનાં નામ—ઉત્તરમાં विक्टोरिआ न्यांजा તથા आल्बर्ट न्यांजा; દક્ષિણમાં तांगानैका. **મોટી કે ધોળી નીલ** નદીનો આરંભ વિકટોરિઆન્યાંજામાંથી થાય છે. ત્યાંથી વહેતી આલ્બર્ટન્યાંજામાં દાખલ થઇ બીજી મેર નીકળે છે; ને ગોંદાકોરોની ઉત્તરે થઈ મિસરના મુલકમાં પ્રવેશ કરે છે.

આ ભાગમાં સીધી લોક વસે છે. હાથીદાંત વોહોરવાને જાંઝીબારથી અરબ વેપારીઓ ત્યાં જાય છે.

(४) मध्य आफ्रिकानो दक्षिण भाग—એમાં ઘૂસીને દાક્તર લિવિંગસ્ટને હાલમાં માંહેલા ભાગની તપાસ કરી. એનો વિસ્તાર ઉત્તરમાં મોટાં સરોવરોથી દક્ષિણમાં આરેંજ નદી લગી છે; પૂર્વે મોઝામ્બીક, સોફાલા અને ત્રાંસવાલ સંસ્થાન, પશ્ચિમે પોર્ટુગાલનાં થાણાં અને હાતન્તાત દેશ સુધી.

એમાં जांबेजी નદી છે, તે ઘણે દૂર સુધી વહેતી જઈ પૂર્વ આફ્રિકામાં જાય છે અને હિન્દી મહાસાગર મળે છે. જામ્બેજીને મળનારી સવથી મોટી નદી चोव છે.

મુખ્ય સરોવર—न्यासा છે. એમાંથી શીરે નદી નીકળી જામ્બેજીને મળે છે.

એમાં વસનારી જાતોમાં સર્વોપરિ બેશુઆના લોક છે, ને તેઓ કાફરને મળતા છે.

મુખ્ય ગામ—દક્ષિણમાં कुरुमान કે लासाकू અને कोलोबेंग ઉત્તરમાં लिन्यांती.

## ६. आफ्रिकाना द्वीपो.

પૂર્વ કાંઠાના દ્વીપો જણાવી ચૂકયા છીએ. ( ર્વ આફ્રિકાનું વર્ણન જુઓ. ) પશ્ચિમ કિનારે आजोरेज, मडीरा, कनेरी, અને केप डी वर्ड દ્વીપો છે. ( સ્પેન અને પોર્ટુગાલનું વર્ણન જુઓ. ) એજ તીરે ગિનીના અખાતમાં फर्नांदोपो તથા अनाबोन સ્પેનને હવાલે છે. प्रिन्स ટાપુ તથા सेंट टामस પોર્ટુગાલને કબજે છે. દક્ષિણ આટ્લાંટિકમાં आसेन्शन તથા सेंट हेलीना ઇંગ્લાંડને તાબે છે.

# प्रकरण ६ ठुं.

## अमेरिका खंड.

અમેરિકા ખંડની પશ્ચિમ સીમાએ **પાસિફિક મહાસાગર**, પૂર્વે **આટલાંટિક**, ઉત્તરે ઉત્તર **મહાસાગર**, અને દક્ષિણે દક્ષિણ **મહાસાગર**. **અમેરિકાના** વાયવ્ય કોણની પાસે **એશિઆ** ખંડ છે. એ ખંડોની વચ્ચે **બેહરિંગ** નામે સામુદ્રધુની છે. **અમેરિકાના** બે ભાગ કરાય–उत्तर अमेरिका અને दक्षिण अमेरिका. **પાનામાની** સંયોગીભૂમિથી એ બે સંધાયલા છે.

## उत्तर अमेरिका.

**મર્યાદા**—ઉત્તરે ઉત્તર **મહાસાગર**; પશ્ચિમે **બેહરિંગની** સામુદ્રધુની અને **પાસિફિક મહાસાગર**; દક્ષિણે **પાસિફિક મહાસાગર** અને **પાનામાની** સંયોગીભૂમિ; પૂર્વે **કારિબિઅન** સમુદ્ર, **મેકિસકોના** અખાત તથા **આટલાંટિક** મહાસાગર.

## उत्तर अमेरिकाना देशो.

(१) कानडा इलाको.
(२) यूनैटेड स्टेट्स ( જોડાયલાં સંસ્થાનો. )
(३) मेक्सिको.
(४) मध्य अमेरिका. એમાં છ સ્વતંત્ર સંસ્થાનો છે.

ઉત્તર **અમેરિકાના** દક્ષિણ ભાગનું નામ **મધ્ય અમેરિકા** પાડ્યું છે. ઉત્તરે **મેકિસકો** અને દક્ષિણે **પાનામાની** વચ્ચે એ સાંકડી પટી છે.

**મુખ્ય પર્વત**—राकी પર્વત, ઉત્તર **અમેરિકામાં** ઉત્તરથી દક્ષિણ દિશાએ પડેલો છે.

ઘણાક અગત્યના દ્વીપો ઉત્તર અમેરિકાને લગતા છે, તેઓનું ધ્યાન આગળ કરવામાં આવશે.

**મુખ્ય સમુદ્ર**—ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે કારીબિઅન સમુદ્ર.

**ધર્મ અને રાજ્યરીતિ**—પૂર્વે* અમેરિકામાં ઇન્ડિઅન લોક વસતા; પણ ઇ. સ. ૧૪૯૨ માં કોલમ્બસને એ ખંડ જડયો ત્યાર પછી યૂરોપથી એમાં વસવા આવનારી વધતી સંખ્યાએ કરીને એ જૂની પ્રજા ક્ષય પામી છે. કાનડામાં અને યૂનૈટેટ સ્ટેટ્સમાં વસેલા યૂરોપી લોક ઘણું કરીને ઇંગ્રેજી ભાષા બોલે છે, ને પ્રોટેસ્ટંટ માર્ગ પાળે છે; અને અમેરિકાના બાકીના ભાગમાં જઈ વસેલા લોક ઘણું કરીને સ્પેન કે પોર્ટુગાલની બોલી બોલે છે (બ્રાઝિલમાં પોર્ટુગાલની ને બાકીના ભાગમાં સ્પેનની), અને રોમન કાથોલિક પંથને માને છે. એમ ધર્મમાં અને ભાષામાં ભેદ હોવાનું કારણ એ છે કે ઉત્તર પ્રાંતોમાં ઇંગ્રેજ વસ્યાછે, અને બ્રાઝિલમાં પોર્ટુગાલથી તથા બાકીના દેશોમાં સ્પેનથી ગયલા લોક વસ્યા છે. અમેરિકાનાં રાજ્યો બહુધા પ્રજાસત્તાક છે.

## कानडा इलाका.

વાયવ્ય કોણનો મુલક પહેલાં રૂશિઆને તાબે હતો તે તેણે હાલ યૂનૈટેડ સ્ટેટ્સને વેચાતો દીધો છે; એ બાદ કરતાં બાકીનો ઉત્તર અમેરિકાનો ઉત્તર ભાગ એ ઇલાકામાં છે.

એમાં સાત પ્રાંત છે. आन्टारिओ, † क्विबेक ‡ नोवास्को-

---

* આ કલમ ઉત્તર અમેરિકા તથા દક્ષિણ અમેરિકા એ બેઉને લાગુ પડે છે. † એનું જૂનું નામ ઉપલો કાનડા. ‡ એને પહેલાં નીચલો કાનડા કહેતા.

शिआ, न्यूब्रन्स्विक, मानिटोबा, ब्रिटिश कोलम्बिआ અને प्रिन्स एड्वर्डे बेट. આ સાત પ્રાંત અને બીજા બે મહાલ ( જેની રાજ્ય રચના હજી કરી નથી તે ) ઇંગ્લાંડની રાણીએ ઠરાવેલા ગવર્નર જનરલના હાથ નીચે છે. ओटावा શહેર રાજધાની છે.

**મુખ્ય પર્વત**—राकी પર્વત ઉત્તર મહાસાગરથી માંડીને યૂનૈટેડ સ્ટેટસની સરહદ સુધી કાનડા ઇલાકાને પશ્ચિમ ભાગે આવેલો છે.

**મુખ્ય નદીઓ** सेंट लारेन्स આટલાન્ટિકને મળે છે. माकेन्झी ઉત્તર મહાસાગરને મળે છે.

**મુખ્ય સરોવર** सुपीरीअर, हुरोन, एरी, અને आंटा-रिओ. એ છેલ્લું કાનડા અને યૂનૈટેડ સ્ટેટ્સની વચ્ચે છે. બીજાં મોટાં સરોવરો विनिपेग, ग्रेट स्लेव, ग्रेट बेर ઇત્યાદિ.

**મુખ્ય ઉપસાગરો અને અખાત**—बाफिन ઉપસાગર ગ્રીનલાંડની પશ્ચિમે છે; हड्सन ઉપસાગર કાનડા ઇલાકાની ઉત્તરે છે; फन्डी ઉપસાગર, ન્યૂબ્રન્સ્વિક તથા નોવાસ્કો-શિઆની વચ્ચે છે. सेन्ट लारेन्स અખાત, કાનડા ઇલાકાની અને ન્યૂફૌન્ડલાંડ બેટની વચ્ચે છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—बेलीएल ન્યૂફૌન્ડલાંડ બેટ અને ખંડના ઇશાન કોણ (લાબ્રડોર) ની વચ્ચે છે; डेविस, બાફિન અને આટ્લાંટિકને સાંધે છે; बारो તથા स्मिथ એ બે બાફિન અને ઉત્તર ભણીના દરિયાને જોડે છે; हड्सन આટ્લાંટિક અને હડસન ઉપસાગરને સાંધે છે; એ વિના બીજી ઘણી છે.

**મુખ્ય ભૂશિર**—चडली અને सेबल.

**મુખ્ય દ્વીપકલ્પ**—नोवास्कोशिआ એ કાનડા ઇલા-કાના અગ્નિ કોણમાં છે.

**મુખ્ય દ્વીપો**—प्रिन्स एड्वर्ड બેટ; એ વિષે ઉપર કહેલું છે. वोनकूवर બેટ એ બ્રિટિશ કોલમ્બિઆના નૈર્ઋત્ય કોણમાં છે, ને જુઆન ડી ફુકા નામે સામુદ્રધુની એને યૂનૈટેડ સ્ટેટ્સના મુલકથી અળગો પાડે છે; आंतिकास्ति એ સેંટ લારેન્સ નદીના મુખની બહાર છે; केप ब्रिटन બેટ એ પ્રિન્સ એડવર્ડ બેટની પૂર્વે છે; એ વિના ઓછા અગત્યના બીજા ઘણા છે.

**મુખ્ય નગરો**—આંટારિઓ પ્રાંતમાં ઓટાવા નદીને તીરે ઓટાવા શહેર છે, તથા આંટારિઓ સરોવરના તટ પર ટોરાંટો; ક્વિબેટ પ્રાંતમાં ઓટાવા અને સેન્ટ લારેન્સ નદીઓના સંગમ પર मांट्रियाल તથા સેન્ટ લારેન્સ નદીને કાંઠે क्विबेक શહેર ન્યૂબ્રન્સ્વિક પ્રાંતમાં सेंट जान અને નોવાસ્કોશિઆ પ્રાંતમાં हालिफाक्स બંદર. એ બંદર અંગ્રેજી વહાણના લશ્કરનું એક થાણું છે.

**મુખ્ય નિકાસ**—અનાજ, કાટ, માછલાં, ચામડાં તથા સલોમચર્મ. બ્રિટિશ કોલમ્બિઆમાં મસ સોનું નીકળે એવી ખાણો છે.

## ( ૨ ) યૂનૈટેડ સ્ટેટ્સ.

દુનિયાનાં મોટાંમાં મોટાં રાજ્યોની પંક્તિમાં આ પ્રજાસત્તાક રાજ્ય ગણાય છે. એમાં હાલ ૩૭ સંસ્થાનો અને સંસ્થાન નહિ થએલા બાર મહાલ છે. એ સંસ્થાનો અને મહાલો કાનડા ઈલાકાની દક્ષિણે અને મેક્સિકોની ઉત્તરે આટલાંટિકથી પાસિફિક સુધી છે. આ વિશાળ મુલકમાં એ ખંડનો વાયવ્ય કોણ ઉમેરાયો છે. એ પ્રદેશ પ્રથમ રૂશ દેશને હાથ હતો.

**મુખ્ય પર્વતો**—પશ્ચિમે કાંઠાની થડમાં ડુંગરાની ઓળ છે, અને ત્યાંથી વધારે માંહેલી તરફ કાનડામાંથી આવતા

રાકી પર્વત છે; તેનો છેડો મેક્સિકોની દક્ષિણમાં છે; પૂર્વમાં સેંટ લારેન્સ નદીથી મેક્સિકોના અખાત સુધી અલિગાની પહાડની ઓળ છે.

**મુખ્ય નદીઓ**—મિસિસિપી. એ મોટી નદીનો આરંભ આ રાજ્યની ઉત્તરે સુપીરીઅર સરોવરની પશ્ચિમના પ્રદેશમાં થાય છે. દક્ષિણ ભણી વહેતાં તેમાં રાકી પર્વતમાં ઉત્પન્ન થનારી મિસૂરી નદી તથા અલીગાની પહાડમાંથી નીકળનારી ओहिओ નદી ભેગી થાય છે. મેક્સિકો અખાતને મળતા પહેલાં लाल અને બીજી નદીઓનો સંગમ તેની સાથે થાય છે. रिओ ग्रांट डल नार्टे નામે બીજી મોટી નદી રાકી પર્વતમાંથી નીકળી આગળ વહેતાં એ રાજ્યનો મેક્સિકો દેશથી વિયોગ કરે છે. એની ઉત્તર સીમા સેન્ટ લારેન્સને સ્પર્શ કરે છે. युकोन નદી કાનડા ઇલાકામાં ઉત્પન્ન થઈ વાયવ્ય કોણનો જે મુલક આ રાજ્યને તાબે છે તેમાં વહે છે. એમાં બીજી ઘણી નદીઓ છે. रिओ कोलोराडो એ કાલિફાર્નિઆના અખાતને મળે છે; हड्सन નદી, डेलावेर નદી, सस्केहाना નદી, कनेक्टिकट નદી, ઇત્યાદિ.

**મુખ્ય સરોવરો**—मिचीगान એ કાનડાના હુરોન તથા સેન્ટ લારેન્સનાં કાંઠાના બીજાં સરોવરને મળે છે; साल्ट સરોવર એ રાકી પહાડની પશ્ચિમે છે.

**મુખ્ય ઉપસાગરો**—डेलावेर અને चेसापीक.

**મુખ્ય ભૂશિરો**—પૂર્વમાં काड, हाटेरास અને सेबल તથા પશ્ચિમ કિનારો फ्लाटरी.

**મુખ્ય દ્વીપકલ્પો**—અગ્નિ કોણમાં फ्लारिडा, એની એક પાસે આટલાંટિક છે અને બીજી મેર મેક્સિકો અખાત છે; વાયવ્યકોણમાં आलियास्का.

**મુખ્ય દ્વીપો**—લાગ બેટ, એ ન્યૂ યાર્કની પૂર્વે છે; આલ્યુશ્યન ટાપુઓ, એ આલિયાસ્કાના નૈર્ઋત્ય કોણમાં છે.

**મુખ્ય શહેરો**—વાશિંગ્ટન એ રાજધાની પોટોમાક નદી ઉપર છે; ન્યૂ યાર્ક; બ્રૂક્લિન; ફિલાડેલફિઆ; મિસૂરી નદીને તીરે સેન્ટ લુઈસ; મિચીગાન સરોવરને કાંઠે ચિકાગો; બાલ્ટિમોર; બોસ્ટન; મિસિસિપી નદીપર ન્યૂ આર્લિઅન્સ; કાલીફાર્નિયામાં સાન્ ફ્રાન્સિસ્કો, એ વિના બીજાં ઘણાં નગરો એ વિશાળ રાજ્યમાં છે.

**મુખ્ય નિકાસ**—રૂ, તમાકુ, ચોખા વગેરે અનાજ-વર્જિનિઆ પ્રાંતોના તમાકુ અને જાર્જિઆ તથા કારોલૈના પ્રાંતોના ચોખા વખાણવા જોગ સરસ છે.

કાલિફાર્નિઆની અને તેની પાસેનાં સંસ્થાનોની જમીનમાંથી સોનું પુષ્કળ નીકળે છે, અને ઘણાંખરાં સંસ્થાનોમાં કોયલા, લોઢું ઇત્યાદિ જડે છે.

## ( ૩ ) મેક્સિકો.

એ પ્રજાસત્તાક રાજ્યમાં ૨૭ સંસ્થાનો અને બે મહાલ છે.

એ રાજધાની પશ્ચિમ હદ ઉપર પાસિફિક મહાસાગર છે અને પૂર્વ સીમાએ મેક્સિકો અખાત છે. એની ઉત્તરે યૂનૈટેડ સ્ટેટ્સ છે, અને દક્ષિણે મધ્ય અમેરિકા છે.

**મુખ્ય પર્વત**—રાકી પહાડ એ યૂનૈટેડ સ્ટેટ્સમાંથી ચાલ્યો આવી મેક્સિકોના અંત સુધી ગયો છે.

**મુખ્ય નદી**—રિઓ ગ્રાંડડલ નાર્ટ, એ મેક્સિકો અખાતમાં જાય છે.

**મુખ્ય અખાતો**—પૂર્વે મેક્સિકો અખાતો અને પશ્ચિમે કાલિફાર્નિઆ, અખાત.

**મુખ્ય દ્વીપકલ્પો**—યૂકાટાન, મેક્સિકો અખાત અને

કારિબિઅન સમુદ્રની વચ્ચે છે; નીચલો કાલિફાર્નિઆ, એ કાલફાર્નિઆ અને પાસિફિકની વચ્ચે છે.

**મુખ્ય શહેરો**--મેક્સિકો, એ રાજધાની છે; વેરાક્રુઝ અને ટામ્પિકો એ નગરો મેક્સિકો અખાતને કાંઠે છે; આકાપુલકો અને બીજાં શહેરો મહાસાગરને કિનારે છે.

**મુખ્ય નિકાસ**--રૂપું, તાંબું, કીરમજ, ગળી, ચામડાં, મહોગની નામે લાકડું તથા બીજી જાતનાં લાકડાં.

## ( ૪ ) મધ્ય અમેરિકા.

મેક્સિકોની દક્ષણે મધ્ય અમેરિકા છે. એમાં પાંચ પ્રજાસત્તાક રાજ્યો અને એક અંગ્રેજી સંસ્થાન છે. એ રાજ્યોનાં નામ નીચે પ્રમાણે:--

| સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| ( ૧ ) ગ્વાટેમાલા. | નવું ગ્વાટેમાલા. |
| ( ૨ ) ઇંગ્રેજનું હાંડૂરાસ. | બેલીજ. |
| ( ૩ ) હાંડૂરાસ. | કોમાયાગુવા. |
| ( ૪ ) સાન્સાલ્વાડોર. | સાન્સાલ્વાડોર. |
| ( ૫ ) નિકારાગુવા. | માનાગવા. |
| ( ૬ ) કોસ્ટારિકા. | સાંજોસે. |

મધ્ય અમેરિકામાં મુખ્ય સરોવર નિકારાગુવા છે.

**મુખ્ય અખાત**—હાંડૂરાસ છે.

**મુખ્ય નિકાસ**--ગળી, કીરમજ, અને બૂન દાણા.

## ( ૫ ) દ્વીપો.

ઉત્તર અમેરિકાના મુખ્ય દ્વીપોનાં નામ અત્યાર સુધી આપ્યાં નથી તે નીચે પ્રમાણે છે:--

( ૧ ) ગ્રીનલાન્ડ અમેરિકાની ઈશાને છે. એ દ્વીપ ડેન્માર્કના તાબામાં છે. પ્રથમ એવું ધારવામાં હતું કે એ બેટ અમેરિકાનો ભાગ છે, પરંતુ હાલમાં માલમ પડ્યું છે

કે એ દ્વીપ છે. બેહરિંગ સામુદ્રધુનીથી બાફિન ઉપસાગર સુધી વહાણો જઈ શકે છે, પરંતુ પુષ્કળ બરફ હોવાથી માર્ગ વિકટ છે.

( ૨ ) न्यू फौंडलांड કાનડા ઈલાકાની પૂર્વે છે. એ બેટ ઈંગ્રેજના તાબામાં છે. એનું મુખ્ય શહેર सेंट जान છે.

ન્યૂ ફૌંડલાન્ડમાં મુખ્ય ભૂશિર रेस છે. ન્યૂ ફૌંડલાન્ડના કાંઠાપર જેટલાં માછલાં જડે છે તેટલાં આખી દુનિયામાં બીજે કોઈ ઠેકાણે જડતા નથી.

( ૩ ) वेस्ट इन्डिआ द्वीपो એના ચાર સમૂહ નીચે પ્રમાણે પાડયા છે:—बहामा द्वीपो, એમાં ग्रेट बहामा, न्यू प्राविडेन्स અને सान्साल्वाडोर મુખ્ય છે. એ દ્વીપો ઈંગ્રેજને તાબે છે. તેઓની સંખ્યા આશરે ૫૦૦ છે. એ બેટનું મુખ્ય શહેર नास्सौ છે તે ન્યૂ પ્રાવિડેન્સમાં છે.

मोटा आंटिलीस, એમાં क्यूबा, जमेका, हाइटी કે सानडोमिंगो અને पोर्टोरिको નામે મોટા ટાપુઓ છે. કુયૂબા સ્પેનના તાબામાં અને જમેકા ઈંગ્લાંડને કબજે છે. કુયુબાનું મુખ્ય શહેર हावाना છે, અને જમેકામાં મોટામાં મોટું શહેર किंग्स्टन છે.

नाना आंटिलीस કે विंडवर्ड द्वीपो અને लीवर्ड द्वीपो. એમાંના ઘણા ખરા ઈંગ્લાંડ, સ્પેન કે ફ્રાન્સના તાબામાં છે. એ બેઉ સમૂહોમાં નાના આંટિલીસ વધારે અગત્યના છે. નાના આંટિલીસમાં મુખ્ય બેટ ट्रिनीडाड અને बार्बेदोज (ઈંગ્રેજના ) અને मार्टिनीक તથા ग्वाडेलूप ( ફ્રેંચના ) છે.

**મુખ્ય નિકાસ**—ખાંડ, બૂન, દાણા, તમાકુ, આદુ, રૂ, ઇત્યાદિ. ( ૪ ) बर्म्युडा. એ આશરે ત્રણસેં દ્વીપોનો સમૂહ

યૂનૈટેડ સ્ટેટ્સને પૂર્વ કાંઠે આટ્લાંટિક મહાસાગરમાં છે. તેઓ ઇંગ્રેજને તાબે છે.

## दक्षिण अमेरिका.

મધ્ય અમેરિકા જોડે પાનામાની સંયોગી ભૂમિ વડે દક્ષિણ અમેરિકા સંધાયલો છે. દક્ષિણ અમેરિકાની બીજી બધી બાજૂએ પાણી છે. એની ઉત્તરે કારિબિઅન સમુદ્ર, પૂર્વે આટ્લાંટિક મહાસાગર, પશ્ચિમે પાસિફિક મહાસાગર અને દક્ષિણે દક્ષિણ મહાસાગર છે. એના દેશો નીચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| ( १ ) कोलंबिआ. | ( ७ ) बोलिविआ. |
| ( २ ) वेनेजूइला. | ( ८ ) चिली, |
| ( ३ ) एक्वाडोर. | ( ९ ) लाप्लाटा. |
| ( ४ ) गियाना. | (१०) पारागुवाई. |
| ( ५ ) ब्राजिल. | (११) उरूगुवाई. |
| ( ६ ) पेरू. | (१२) पाटागोनिआ. |
| | અને दक्षिण द्वीपो. |

**મુખ્ય પર્વત**—आंडेज, એ પર્વત મધ્ય અમેરિકાથી દક્ષિણ અમેરિકાની આખી પશ્ચિમ બાજૂએ છેડા સુધી પથરાયલો છે.

**મુખ્ય સમુદ્ર**—कारिबियन છે; તે વેસ્ટ ઇન્ડિઆ દ્વીપો અને દક્ષિણ અમેરિકાની વચ્ચે છે.

### ( १ ) कोलम्बिआ.

એ પ્રજાસત્તાક રાજ્ય છે. એની રાજધાની बोगोटा છે.

**મુખ્ય નદી**—मागडालेना છે. એ નદી આંડેજ પર્વતમાં ઉત્પન્ન થઇ કારિબિઅન સમુદ્રને મળે છે.

**મુખ્ય ઉપસાગરો તથા અખાત**—કારિબિઅન સમુ-

દ્રમાં ડારિઅન અખાત અને પાસિફિક મહાસાગરમાં પાનામા ઉપસાગર.

એજ નામે ઉપસાગરમાં પાનામા શહેરથી સંયોગી ભૂમિની બીજી બાજૂએ આસ્પિન્વાલ સુધી રેલવે બાંધી છે.

મુખ્ય નિકાસ—રૂ, રબર, ગળી, અને પેરૂ ઝાડની છાલ.

## ( २ ) वेनेजुईला.

એ પ્રજાસત્તાક રાજ્ય છે. એનું મુખ્ય શહેર कारा-कास છે.

મુખ્ય નદી—ओरिनोको આટલાંટિક મહાસાગરને મળે છે.

મુખ્ય અખાત—वेनेजूइला છે. તે કારિબિઅન સમુદ્રમાં પડે છે.

મુખ્ય સરોવર—माराक्काइबो છે.

મુખ્ય નિકાસ—રૂ છે.

## ( ३ ) एक्वाडोर.

એ પ્રજાસત્તાક રાજ્ય છે. એની રાજધાની कीटो છે.

મુખ્ય પર્વત—कोटोपाही અને चिंबोरोथो આંડેજમાં છે.

મુખ્ય અખાત—ग्वायाक्विल એ પાસિફિકની શાખા છે.

મુખ્ય નિકાસ—નાળિએર, રબર અને પેરૂ ઝાડની છાલ.

## ( ४ ) गियाना.

એ દેશના ત્રણ ભાગ કર્યા છે. (१) इंग्रेज ताबानो गियाना; એની રાજધાની जार्जटौन છે; (२) वलंदा ताबानो गियाना; એની રાજધાની पारामारीबो છે; (३) फ्रेंच ताबानो गियाना; એની રાજધાની काय्येन છે.

**મુખ્ય નદીઓ**—ऐसकिबो અને सूरिनाम.

**મુખ્ય નિકાસ**—ખાંડ, શેરડીનો દારૂ, ગોળ, બૂન દાણા, મરચાં, તેજાનો, વસાણા, રૂ, ઇત્યાદિ.

## ( ૫ ) ब्राजिल.

એ મોટા રાજ્યમાં ૨૧ પ્રાંતો છે.

બ્રાજિલનું મુખ્ય શહેર रिओडेजानेरो વશાળ બંદર છે. બીજાં મોટાં શહેરો--बाहिया કે सान्साल्वाडोर આલસેંટ ઉપસાગરમાં બંદર છે; અને रीसैफ કે पेरनाम्बुको બાહિયાની ઉત્તરે બંદર છે.

**મુખ્ય નદી**—आमाजोन છે. દુનિયામાં મોટામાં મોટી **નીલ** નદીથી માત્ર એ ઉતરતી છે. **આંડેજ** પર્વતમાંથી નીકળી એ નદી **આટલાંટિક** મહાસાગરને મળે છે. टोकांटिन्स, सानफ्रान्सिस्को ઇત્યાદિ બીજી નદીઓ છે.

**મુખ્ય ભૂશિર**—सेंट राक.

**મુખ્ય નિકાસ**—રૂ, ખાંડ, કીમતી ધાતુ, અને રત્ન.

## ( ૬ ) पेरू.

એ પ્રજાસત્તાક રાજ્યનું મુખ્ય શહેર लीमा છે. બીજાં મોટાં શહેરો—कुथको પ્રાચીન દેશી રાજ્યકર્તાઓની રાજધાની; कालाव લીમાનું બંદર છે.

**મુખ્ય પર્વત**--आंडेज.

**મુખ્ય સરોવર**--टिटिकाका.

**મુખ્ય નિકાસ**--ગુવાનો,* સુરોખાર, આલપાકા નામે ઘેટાનું ઊન, ઇત્યાદિ. બ્રાજિલની પેઠે પેરૂમાં ધાતુની ખાણો પુષ્કળ છે.

---

* પેરૂની પાસેના બેટોને કાંઠે હગાર જડે છે તેને ગુવાનો કહે છે. એ હગાર ખેતરોમાં ખાતર પૂરવાના કામમાં આવે છે.

## ( ૭ ) બોલિવિઆ.

એ દેશ પ્રજાસત્તાક છે. એનું મુખ્ય શહેર ઓરુરો છે. લાપાથ અને ચૂકીસાકા ( અથવા સુક્રે ) મોટાં શહેરો છે. પોટોસીમાં રૂપાની ખાણો છે.

**મુખ્ય પર્વત**—આંડેજ. એનાં ઊંચાં શિખર સોટારા, ઇલિમાન, ઇત્યાદિ છે.

**મુખ્ય સરોવર**—ટિટિકાકા.

**મુખ્ય નિકાસ**—રૂપું, પેરૂની છાલ, નાળિએર, ખૂનં દાણા, આલપાકા, તાંબુ, કલઈ, અને બીજી કાચી ધાતુ.

## ( ૮ ) ચિલી.

એ પ્રજાસત્તાક રાજ્યની રાજધાની સાંટિયાગો ડે ચિલી છે. બાલપારૈસો મુખ્ય બંદર છે.

**મુખ્ય પર્વત**—આંડેજ.

**મુખ્ય દ્વીપો**—ચિલો અને જુઆનફર્નાંડિજ.

**મુખ્ય નિકાસ**—તાંબું, રૂપું, ઘઉં, રૂ, અને ઊન.

## ( ૯ ) લાપ્લાટા કે આર્જેન્તૈન રાજ્યસમુદાય.

આ પ્રજાસત્તાક રાજ્ય છે. મુખ્ય શહેર બુએનોસએર્સ રીઓડે લાપ્લાટા ખાડીની દક્ષિણે છે.

**મુખ્ય નદી**—પારાના રીઓ ડે લાપ્લાટમાં પડે છે.

**મુખ્ય નિકાસ**—ચામડાં અને ચરબી.

## ( ૧૦ ) પારાગુવાઈ.

એ પ્રજાસત્તાક રાજ્યની રાજધાની આસેન્શન પારાગુવાઈ નદીને કાંઠે છે.

**મુખ્ય નદીઓ**—પારાના અને પારાગુવાઈ, એ દેશની પૂર્વે અને પશ્ચિમે છે. એ દેશના નૈર્ઋત્ય કોણમાં એ બે નદીઓનો સંગમ થાય છે.

**મુખ્ય નિકાસ**—ચા, ચામડાં, અને તમાકું.

## ( ૧૧ ) उरुगुवाई.

એ પ્રજાસત્તાક રાજ્યનું મુખ્ય શહેર मान्टोविडिओ રીઓ ડે લાપ્લાટાના મુખની સમીપ છે.

મુખ્ય નદી—उरुगुवाई એ રીઓ ડે લાપ્લાટાને મળે છે.

મુખ્ય નિકાસ—ચામડાં, ચરબી, હાડકાં, ઊન, અને બકરાંના માંસનું સત્વ.

## ( ૧૨ ) पाटागोनिआ અને दक्षिण द्वीपो.

પાટાગોનિઆને ચિલી દેશ પોતાના તાબાનો ગણે છે તેમાં જંગલી લોક સિવાય બીજી વસ્તી નથી.

दक्षिणना द्वीपो—टेरा डेल फुएगो, स्टेटन द्वीप, फाक्लांड द्वीपो, અને दक्षिण जार्जिआ. ટેરા ડેલ ફુએગો કેટલાક ટાપુઓ મળીને થયલો છે. એ ટાપુઓ અને પાટાગોનિઆના દક્ષિણ કાંઠા વચ્ચે मागेलन ની સામુદ્રધુની છે. ફાક્લાંડ દ્વીપો ઈંગ્લાંડને તાબે છે. પરંતુ સદરહુ દ્વીપોની પેઠે એમાં પણ વસ્તી થોડી જ છે.

ટેરા ડેલ ફુએગોના છેક દક્ષિણ ટાપુમાં हार्न भूशिर અમેરિકાનું છેક દક્ષિણ બિંદુ છે. હાર્ન ભૂશિરની પાસેનો દરિયો તોફાની છે, તેથી આટ્લાંટિક મહાસાગરમાંથી પાસિફિક મહાસાગરમાં જે વહાણો જાય છે તેઓ કોઈ કોઈ વાર માગેલન સામુદ્રધુનીમાં થઈને જાય છે.

---

# प्रकरण ૭ मुं.

## ओशिआनिया.

પાસિફિક મહાસાગર માંહેલા ઘણાક દ્વીપો ઓશિઆ-

નિઆમાં આવેલા છે. ઓશિઆનિઆના ચાર ભાગ થઈ શકે—૧. મલય द्वीपो, २. आस्ट्रेलेशिआ, ३. मिक्रोनेशिआ, ४. पोलिनिशिआ.

## १. मलय द्वीपो.*

એનું બીજું નામ पूर्वमलय કે हिंदी आर्किपेलेगो કહે છે. એ ઓ શઆનિઆનો વાયવ્ય ભાગ છે.

નાના નાના ટાપુઓ સિવાય મલય ટાપુઓમાં દ્વીપોના પાંચ મોટા સમૂહ છેઃ—

| समूह. | मुख्य द्वीपो. |
|---|---|
| ( १ ) संडा द्वीपो. | सुमात्रा અને जावा. |
| ( २ ) बोर्निओ समूह. | बोर्निओ. |
| ( ३ ) सेलीबीस समूह. | सेलीबीस. |
| ( ४ ) मोलुक्का અથવા मसालाना द्वीपो. | आम्बोयना. |
| ( ५ ) फिलिप्पैन द्वीपो. | लुझोन. |

એ દ્વીપોની વસ્તીનો મોટો ભાગ મલય લોકનો છે.

એ દ્વીપો અતિ રસાળ છે. સર્વ જાતિના મસાલા કે તેજાના, ખાંડ, બૂન દાણા, ડાંગર, ગળી અ તમાકુ પુષ્કળ થાય છે.

( १ ) संडा द्वीपो—મલય દ્વીપોની છેક પશ્ચિમે सुमात्रा બેટ મલય દ્વીપકલ્પની દક્ષિણે છે. ( હિંદી ચીન જુઓ. ) એની અને મલય દ્વીપકલ્પની વચ્ચે મલાકાની સામુદ્રધુની છે એ બેટના ઉત્તર અને પૂર્વ ભાગમાં કેટલાંક દેશી રાજ્યો છે. તેમાંના एक्कीन અને सिआक મોટાં છે. પરંતુ ઘણો ખરો બેટ વલંદાને તાબે છે. વલંદા લોકનાં મુખ્ય શહેર पडांग અને बेन्कुलीन છે.

* ઇંગ્રેજીમાં એનું નામ મલયેશ્યા પડ્યું છે.

જાવાનો રસાળ બેટ સુમાત્રાની અગ્નિ કોણમાં છે. એ બે દ્વીપોની વચ્ચે સંડાની સામુદ્રધુની છે. જાવા બેટ વલંદાના તાબામાં છે. એ લોકની રાજધાની બાટેવિઆ છે.

સંડાદ્વીપોમાંના કેટલાક નાના ટાપુઓમાં પોર્ટુગીઝનાં થાણાં છે.

( ૨ ) बोर्निओ समूह—એ સમૂહમાં મોટામાં મોટો बोर्निओ બેટ છે. એ બેટનો ઘણો ખરો ભાગ વલંદાને તાબે છે, પરંતુ सारावाक પ્રાંત અને ઉત્તરે બોર્નિઓ કસબાની પાસેનો लाबुअन બેટ અંગ્રેજને તાબે છે.

( ૩ ) सेलीबीस समूह—એ સમૂહમાં સૌથી મોટો सेलीबीस વલંદાને તાબે છે. मीनाडो અને मक्कास्सर મુખ્ય શહેરો છે.

( ૪ ) मोलुक्का અથવા मसालाना बेट—એમાં ઘણાખરા દ્વીપો પણ વલંદાના તાબામાં છે. નાનો आम्बोयना બેટ વેપારનું મુખ્ય સ્થળ છે.

( ૫ ) फिलिपैन द्वीपो—એ મલય દ્વીપોમાં છેક ઉત્તરે છે. એમાંના ટાપુ સ્પેનના તાબા નીચેથી નીકળી ગયા છે. મુખ્ય બેટ लूझोननी રાજધાની मानिल्ला છે.

## आस्ट्रेलेशिआ.*

આસ્ટ્રેલેશિઆ ઓશિઆનિઆનો નૈઋત્ય ભાગ છે. એના મૂળ વતનીઓના કાળા રંગપરથી એને मीलनेशिआ પણ કહે છે. એ લોક મલય લોકથી ભિન્ન છે. આસ્ટ્રેલેશિઆમાં आस्ट्रेलिआ, टास्मानिआ, न्यू झीलांड, न्यू क्यालेडोनिआ, न्यू हेब्रेडीझ, फीजी द्वीपो, सालमान, बेट, न्यू ब्रिटन, न्यू ऐर्लेंड, न्यू गिनी, ઇત્યાદિ આવેલા છે. એમાંના પહેલા

* દક્ષિણ એશિઆ.

ણમાં અંગ્રેજ વસે છે. જેમ ઉત્તર અમેરિકામાં એ લોકે પોતાની ભાષા, રીતભાત, અને ધર્મ ચલાવ્યો છે, તેમ અહિં પણ કીધું છે.

आस्ट्रेलिआ—એને અસલ ન્યૂ હોલાંડ કહેતા. આખી દુનિયામાં એ મોટામાં મોટો બેટ છે. એને કોઈ કોઈવાર ખંડ કહે છે. એનું ક્ષેત્રફળ યૂરોપના ક્ષેત્રફળથી ૫/૬ કહેવાય છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—ટારેસ એ આસ્ટ્રેલિઆ અને ન્યૂગિનીની વચ્ચે છે; અને બાસ સામુદ્રધુની આસ્ટ્રેલિઆને ટાસ્માનિઆથી જુદો પાડે છે.

**મુખ્ય અખાત**—ઉત્તરે कार्पेंटारिआ અને દક્ષિણે आस्ट्रे-लियन बाईट.

**મુખ્ય સમુદ્ર**—कोरल સમુદ્ર, આસ્ટ્રેલિઆના ઈશાન કાંઠાની અને સાલમાન દ્વીપ, ઈત્યાદિની વચ્ચે છે. 'કોરલ'નો અર્થ પરવાળાં છે. સાગરનું એ નામ પડવાનું કારણ એ છે કે દરિયાને તળીએથી નાનાં નાનાં જીવડાંઓ ધીમે ધીમે પરવાળાના ટેકરા બાંધે છે.

આસ્ટ્રેલિઆ ઈંગ્લાંડને તાબે છે. ત્યાંના મહારાજાએ નીમેલા ગવર્નરોના તાબા હેઠળ એનાં જુદાં જુદાં પાંચ સંસ્થાનો કર્યાં છે, તેઓમાં અંગ્રેજ વસે છે. એ પાંચ સંસ્થાનો નીચે પ્રમાણેઃ—

| संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| क्वीन्सलांड. | ब्रिस्बेन. |
| न्यू सौथ वेलस. | सिडनी. |
| विक्टोरिया. | मेलबोर्न. |
| दक्षिण आस्ट्रेलिआ. | आडेलेड. |
| पश्चिम आस्ट्रेलिआ. | पर्थ. |

આસ્ટ્રેલિયામાં બહોળો વેપાર ચાલે છે. મુખ્ય નિકાસ

ઊન, સોનું, તાંબું, કલઈ, સીસું, તેલ, ચરબી, ચામડાં; રૂ, ખાંડ, ધાન્ય, ઇત્યાદિ છે. આસ્ટ્રેલિઆમાંથી સરસ ઘોડા ભરત ખંડમાં આવે છે.

( ૨ ) ટાસ્માનિઆ—એને અસલ વાન્ ડીમન્સ લાંડ કહેતા, એની અને આટ્રેલિઆની વચ્ચે બાસ સામુદ્રધુની છે. મહારાજાએ નીમેલા ગવર્નરના તાબા હેઠળ ટાસ્માનિઆ ઇંગ્રેજી સંસ્થાન છે. તેનું મુખ્ય શહેર હોબાર્ટ ટૌન છે.

મુખ્ય નિકાસ—ઊન.

( ૩ ) ન્યૂ ઝીલાંડ—એ ઇંગ્લાંડ તાબાનું સંસ્થાન છે. આસ્ટ્રેલિઆના અગ્નિ કોણમાં આવેલા બે મોટા અને નાના નાના ઘણા દ્વીપોનું એ સંસ્થાન બાનાવ્યું છે. ઉત્તર દ્વીપમાં વેલિંગ્ટન મુખ્ય શહેર છે.

મુખ્ય નિકાસ—ઊન અને સોનું.

ન્યૂ ઝીલાંડમાં મૂળ વતનીઓની વસ્તી ઝાઝી છે, તેમને માઓરી કહે છે. આસ્ટ્રેલેશિઆના બીજા મૂળ રહેવાશીઓથી તેઓ શ્રેષ્ઠ ગણાય છે અને મલય લોકને મળતા આવે છે. ઘણા માઓરી લોક ખેતી કરે છે, અને કેટલાક બીજો ઉદ્યોગ કરે છે.

આસ્ટ્રેલેશિઆ માંહેલા બીજા દ્વીપો વિષે થોડું જ કહેવાનું છે. કેટલાક દ્વીપોના રહેવાશીઓને પાદરીઓએ સુધાર્યા છે; પરંતુ બીજા ટાપુઓમાં માત્ર જંગલી લોક વસે છે, અને તે ટાપુઓ વિષે હજી સુધી પૂરી તપાસ થઈ નથી. ન્યૂ કૅલેડોનિઆ ફ્રાન્સના તાબામાં અને ફીજિ તથા બીજા દ્વીપો ઇંગ્લાંડના તાબામાં છે. ન્યૂ ગિની ( અથવા પાપુવા) નામે મોટા બેટના કેટલાક ભાગ પર વલંદા દાવો

કરે છે. અહિંથી એ લોક પીછાં, તેજાના છીપો, સુંદર લાકડાં, ઇત્યાદિ લાવે છે.

## मिक्रोनेशिआ.

મિક્રોનેશિઆ* એ ઓશિઆનીઆના ઇશાન કોણમાં છે. એમાં નાના નાના દ્વીપોના ઘણા સમૂહ છે તેઓ પાસિફિક મહાસાગરમાં પથરાયલા છે.

મુખ્ય સમૂહ નીચે પ્રમાણેઃ—

( ૧ ) बोनिन द्वीपो જાપાનની દક્ષિણે.

( ૨ ) लाड्रोन કે मारियान द्वीपो ફિલિપ્પૈનની પૂર્વે.

( ૩ ) पेलू અને कारोलैन द्वीपो લાડ્રોનની દક્ષિણે.

( ૪ ) मार्शल द्वीपो કારોલૈન દ્વીપોની પૂર્વે.

( ૫ ) सान्डविच द्वीपो. આ સમૂહનો हावाई બેટ મિક્રોનેશિઆમાં સૌથી મોટો છે. સાંડવિચ ટાપુઓનું મુખ્ય શહેર होनोलूलू છે. તે ઓઆહૂ બેટમાં છે.

મિક્રાનેશિઆ માંહેલા ટાપુઓની હવા સારી છે, અને ભૂમિ રસાળ છે. લાડ્રોન ટાપુઓ સ્પેનને તાબે છે. ત્યાંના રહેવાશીઓ સ્પાનિઅર્ડોની ઓલાદના છે, પરંતુ બીજા ટાપુઓમાં મુખ્યત્વે મલય વંશના લોક વસે છે. એ લોક પ્રથમ જંગલી અવસ્થામાં હતા, પરંતુ યૂરોપ અને અમેરિકાના લોકના સહવાસથી ધીમે ધીમે સુધરતા ગયા છે, સાંડ્વિચ ટાપુઓના રાજાએ તથા તેની પ્રજાની મોટી સંખ્યાએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો છે.

## पालिनीशिआ.

પાલિનીશિઆ§ અથવા દક્ષિણ સાગરના દ્વિપો ઓશિ-

---

* એટલે નાના દ્વીપો. § ઘણા કે અસંખ્ય દ્વીપો.

આનીઆના અગ્નિ કોણમાં છે. પશ્ચિમથી પૂર્વ સુધી એ ટાપુઓના મુખ્ય સમૂહ નીચે પ્રમાણેઃ--

( १ ) फ्रेंडली द्वीपो.
( २ ) सामो અથવા वहाणवटीओना द्वीपो.
( ३ ) कूक द्वीपो.
( ४ ) सोसायटी द्वीपो.
( ५ ) आस्ट्रल द्वीपो.
( ६ ) लो आर्किपेलेगो.
( ७ ) मार्क्वीसास.
( ८ ) ईस्टर द्वीप.

એ દ્વીપોની હવા સારી છે, અને ભૂમિ રસાળ છે. લોક મુખ્યત્વે મલય જાતના છે. તેઓ પ્રથમ જંગલી અવસ્થામાં હતા, પરંતુ ખ્રિસ્તી પાદરીઓના પ્રયત્ને કરીને હળવે હળવે સુધરતા ગયા છે. **સોસયટી દ્વીપો**માંનો ટાહિટિ બેટ અતિ સુંદર અને રસાળ છે. **સોસયટી**, **માર્કવીસાસ**, અને **લો આર્કિપેલેગો** દ્વીપોપર ફ્રેંચ લોક દાવો કરે છે.



